શ્રી કૃષ્ણાય નમઃ

# શ્રી શંકર ભજનાવળી



આવૃત્તિ ૨ જી          પ્રત ૧૦૦૦

કીંમત રૂ. ૦-૩-૦

શ્રી કૃષ્ણ શરણંમમ:

# શ્રી શંકર ભજનાવલિ

ભાગ ૧—૨

જ્ઞાન અને પ્રેમભક્તિથી ભરપુર
ચાલુ રાગ રાગણીમાં નિત્ય
ભજનમાં ગવાય છે.


સંપાદક અને પ્રકાશક
ભક્તરાજ કવિ શંકરપ્રભુ
કલોલવાળા



સંવત [illegible] અને ૧૯૪૦
જેઠ સુદી ૨ તા. ૭ જુલાઈ

કીંમત રૂ. ૦—૩—૦

# પરિચય

ભગવદ્ ભક્તનો પરિચય પ્રેરક હોય છે. જેમની કૃતિ આપણે વાંચીએ, વિચારીએ અને વર્તનમાં મુકવા પ્રયત્ન કરીએ, તેમના જીવનક્રમથી થોડા જાણીતા થવું જોઇએ. ભક્તરાજ કવિ શ્રી શંકર મહરાજ કલોલના વતની છે. તેમને બીજા ભાઇઓ છે. તે બધા સુખી છે, સારા ધંધાસર છે. પોતે નાનપણથીજ પ્રભુપરાયણ છે. સંત સેવી છે. નીરભીમાની છે. ઘણાં ગામો અને શહેરોમાં ભગવન્નામસંકીર્તનના સંદેશા પહોંચાડે છે. હાલમાં રાજનગરને આંગણે ભક્તિમાર્ગનો અનુપમ આનંદ વ્હેંચી રહ્યા છે. કડક વાતો કહે તેવા નીડરપણ છે અને કોમલ વાતો કહે તેવા નરમ પણ છે. તેમનાં ભજનો અને ઉપદેશ ભગવદ્ અભિરૂચી વધારે તેવાં, સત્ય વસ્તુ સમજાવે તેવાં અને પ્રભુ પંથમાં પ્રેમ કરાવે તેવાં છે, પોતે સાદા છે, સરલ છે, અને સ્પષ્ટ વક્તા છે. સંગીતના સારા જાણકાર પણ છે. નામ મહિમા સંત અને ગુરૂ મહિમા, ધર્મ, પ્રેમ, ભક્તિ, નીતિ, કર્તવ્ય, શ્રદ્ધા, સેવા, ઈત્યાદિ પ્રકરણોની સુંદર મીમાંસા કરી સ્પષ્ટ વિવરણ કરે છે. સાચા દર્શન વિના ઉત્તમ સર્જન અસંભવિત છે. આ તેમનાં ભજનોના સંગ્રહનું નામ "શ્રી શંકર ભજનાવલિ" રાખ્યું છે. ભજનો સરલ છે, સમજાય તેવાં છે, અને આબાલ વૃદ્ધ ગાઈ શકે તેવાં પણ છે. ઘણાં ભગવદ્ ભકત ભાવિક ભાઈ—બ્હેનોની માંગ પણ હતી એટલે આ ભજન સંગ્રહ પ્રસિદ્ધ કરવા પ્રેરાયા, જે પ્રયત્ન આજે સફળ થયો છે. જનતા તેનો યથાર્થ લાભ ઉઠાવી ભગવત્ સ્મરણ અને કીર્તનદ્વારા આત્મશ્રેય કરી મહદ્ પુણ્યના ભાગી થાય તેવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

પર્વત જેટલું જાણ્યા કરતાં રાઇ જેટલું વર્તનમાં મુકવું અતિ આવશ્યક છે. જીવનની ગણત્રી વર્ષોની સંખ્યાથી કરવાની નથી પણ સત્કર્મોની સંખ્યાથી કરવાની છે. આપણા શ્વાસોશ્વાસ ઉપરથી લાંબા જીવનનું માપ કાઢવાનું નથી પણ સદ્ વિચારોની તુલના કરવાની છે. આપણા હૃદયનાં સ્ફુરણો ઉપરથી આપણે આપણા વખતની ગણત્રી કરવાની છે. તેજ મનુષ્ય ઘણું જીવ્યો કહી શકાય, જેણે ઉચ્ચ વિચારો કર્યા, જેણે ઉદાર લાગણીઓ દર્શાવી, અને જેણે ઉમદા કાર્યો કર્યા.

"He most lives,

Who thinks most, feels the noblest, acts the best."
—Balley

ભજનાવલિનાં ભજનોની પૃથક્ પૃથક્ સમાલોચનાની કંઇ જરૂર નથી. એકજ ભજન વિચારીએ. 'સદ્‌ગુરૂ શરણે રે હો જઇએ.' 'પ્રભુજીને શરણે રે હો જઇએ.' સંતો શાસ્ત્રો બધા ભગવત્‌શરણું લ્યો, સદ્‌ગુરૂ શરણું લ્યો, એજ કહે છે. એક સંત તો કહે છેઃ—

**नीचोऽपि पापचलितोऽपि विनिन्दितोऽपि**
**ब्रूयात्तवाहमिति यस्तु किलैकवारम् ।**
**त्वं यच्छ सीश निजलोक मितिव्रतं ते**
**तस्मात्वमेव शरणं मम शंख पाणे ॥**

હે નાથ! ગમે તેનો નીચ હોય, પાપથી ઢંકાઇ ગયો હોય, જગતમાં નિંદાનું પાત્ર બન્યો હોય છતાં એકજવાર સાચા હૃદયથી અંતરના ઉંડાણમાંથી 'હે નાથ ત્હારો છું' '**तवाहम्**' એટલું બોલે તો આપનું વ્રત છે, આપે પ્રતિજ્ઞાપૂર્વક જાહેર

કર્યું છે કે આપ આપનું નિજલોક વૈકુંઠ ધામ તેને આપો છો. માટે હે શંખપાણે ! હું આપનેજ શરણે છું. ઈત્યાદિ.

ભાવિક ભાઇબ્હેનો ભજનાવલિ ખરીદે, તેનો લાભ ઉઠાવે, અન્યને લાભ આપે, એ રીતે કર્તાનો પ્રયત્ન સફલ કરે.

પરમ કૃપાળુ પરમાત્મા પ્રાણી માત્રનું ભલું કરો !

દેવશયની એકાદશી
સં. ૧૯૯૬
ઠે. શરાફ બજાર
માણેકચોક, અમદાવાદ.

લી.
કૃપાભિલાષી,
નારાયણભાઈ લાલભાઈ ઠક્કર

# પ્રસ્તાવના



પરમ કૃપાળુ પ્રભુના ભજન પ્રેમી ભાઇઓ તથા બ્હેનોને જણાવતાં આનંદ થાય છે કે સને ૧૯૯૫ ના જેઠ સુદ ૨ ના રોજથીજ કલોલવાળા ભક્તરાજ શંકરલાલ ( શંકરપ્રભુ )ના ભજનોનો લાભ અચાનક મળી જવાથી અત્રેની જનતાને ઘણો આનંદ થયો છે. તેઓશ્રીએ મુંબઈ, કાઠીઆવાડ, વડોદરા તથા ઘણા રજવાડાના સ્ટેટોમાં ભજન કીર્તનો કરી ઘણી ખ્યાતિ મેળવેલી છે. તેમના મધુર કંઠનો અવાજ અને નવી ઢબની રાગરાગણીઓ અને પોતાનાજ હસ્તે બનાવેલા ભજનો સાંભળી હું મુગ્ધ બન્યો અને તક મળતાં તેમની સાથે સંબંધ સંધાયો. પ્રથમે વડોદરામાં તેમના ભજનો વિશેષ થતાં કરી તેમની ખ્યાતિ સાંભળી. અત્રેના શેઠ અમૃતલાલ ત્રીભોવનદાસ કંસારા તેઓ વડોદરેથી ગયા વર્ષમાં ભગતશ્રીને અમદાવાદ લાવ્યા અને તેમને પોતાને ત્યાં રાખી અત્રેની જનતાને જે લાભ અપાવ્યો છે અને આવા પ્રભુપ્રેમી અને સંગીતના શોખીન એવા પ્રભુભક્તની ઓળખાણ કરાવી છે. અને હાલ અત્રે તેમના ભજનોનો લાભ આપણને મળે છે તો આ સ્થળે તેમનો આભાર માનવાની તક તો નહીજ ચુકું. વિશેષમાં ગઇ સાલમાં શ્રી સીદ્ધનાથ મહાદેવની જાત્રાનો સંઘ ભક્તરાજે કાઢેલો તેમાં બસોથી અઢીસો માણસોને ખુબ આનંદનો સ્વાદ ચખાડયો હતો, વળી ચાલુ સાલમાં શ્રી ડાકોરની પગે ચાલતાની યાત્રામાં ભક્ત બાબુભાઇના સંઘમાં તેઓશ્રી પધારેલા અને તેમના રચેલા ભજનો દ્વારા દરેકને જે આનંદ આપ્યો છે. તેથી અત્રેની જનતાનો તેઓ વિશેષ પ્રેમ મેળવી શકયા છે, તેમના સાંભળેલા ભજનો કંઠસ્ત કરવા જન-

તાની વિશેષ માગણી થવાથી તેમના રચેલા ભજનોની ચોપડીઓ છાપવાની યોજના થઇ છે. તેમના ભજનો સંગીતમાં તથા શબ્દોમાં જ્ઞાન અને પ્રેમથી ભરેલા હોવાથી દરેકને પ્રસન્ન પડે તેવાં છે. આ ચોપડીમાં સોએક ભજનો છે તેમાં અખુટ જ્ઞાન અને સંગીતનો ખજાનો ભરેલો છે. અને તેની કીંમત ત્રણ આના રાખેલી છે તો દરેક પ્રભુપ્રેમી ભાઇ બ્હેનો તેનો અવશ્ય લાભ લેશે એવી આશા સેવતા—

તા. ૭-૭-૧૯૪૦ આપનો દાસ,

**વ્રિજલાલ મગનલાલ મહેતાના**

જેશીકૃષ્ણ વાંચશો.



। શ્રીકૃષ્ણચંદ્ર વિજયતેતરામ્ ।

શ્રીયુત્ ભક્તરાજ શંકર મહારાજની નૈસર્ગિક કાવ્ય શક્તિ અને તેમનો પ્રભુ પ્રત્યેનો પ્રેમાત્વર્ભાવ અજોડ છે. તેમનાં કાવ્યોમાં ઇશ્વર પ્રાપ્તિના સદુપદેશો અને પ્રભુનું ધ્યાન કરવાના ઉત્તમ વિચારો પદે પદે દેખાય છે, કવિ જન્મે છે પરંતુ કવિ કર્યાં થતા નથી એ ન્યાયે એમની કવિત્વ શક્તિ નૈસર્ગિક છે, લોકપ્રીય થઇ પડે તેવી છે. સરલ અને સાદી ભાષાવાળી છે. હૃદયના સાચા પ્રેમથી કુદરતી રીતે જે સરલ વિચારો ઉત્પન્ન થયા તેને તેમણે વાણી દ્વારા પ્રગટ કર્યાં છે. ગ્રંથ ઘણો ઉપયોગી છે. પ્રાયઃઆનંદકંદ સચ્ચિદાનંદ શ્રીકૃષ્ણ પરમાત્માની સ્તુતિ રૂપે પ્રગટ કરેલાં છે. તેથી દરેક મનુષ્યો તેનો સ્વીકાર કરશે તો ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરી હૃદયમાં પરમ આનંદ મેળવી શકશે. ઇતિશં.

ઠે. સાંકડી શેરી
દેવજી સરૈયાની પોળ.

લી.
શાસ્ત્રી વિશ્વનાથ દેવનાથ

# સાંકળીયુ

---

ભજન　　　　　નામ

 ૨૨૩૯૬



यदा यदा ही धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ।
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥



# શ્રી શંકર ભજનાવલિ

## સ્તુતી

### ૧

મંગલમ્ ભગવાન્ વિશ્નું મંગલમ્ ગરૂડધ્વજ
મંગલમ્ પુંડલીકાક્ષ મંગલાયો તનયો હરીહી.
મુકમ કરોતીવાચાલમ્ પંગુલમ્ કહતેગીરં
યત્ કૃપાતમહમ્ વંન્દે પરમાનંદ્દમ માધવમ્
મુક્તિ જન્મ મહીજાન જ્ઞાનખાન અગહાની કર
જહાં બસ શંભુભવાન સો કાસી સોઇકિસનત
જરત સકળ સુરવૃન્દ બીખમ ઝરલ જઇ પાનકીયમ્
જેહી સન ભજમતીમન્દ કહો કૃપાળુ શંકર સરીસમ્
કંદુ ઈન્દુ સમદેહ રમા તનય કરૂણા તનમ્
જાઈ દીનપર તેહ કરો કૃપા મરદંગ મયનમ્
વન્દો ગુરૂપદ કંજ કૃપાસીન્ધુ નરરૂપ હરી
મહા મોહ તમ પુંજ જા સુબચન રવી કરણીકર

૨

શ્રી જગ વંદન નાથ શુભકર શ્રી જગ વંદન નાથ
જય નટ નાગર ભક્ત ઉદ્ધારણ
પતિત પાવન મોરલી ધારણ શ્રી જગ વંદન
જન મન રંજન ભવ ભય ભંજન
તિમીર નિખંજન જ્ઞાન નિરંજન શ્રી જગ વંદન

---

## સ્તુતિ

૩

રાગ—કલ્યાણ.

વંદન કરીયે પ્રભુ ભાવ ધરી
જય પુરૂષોત્તમ પરબ્રહ્મ હરી. વંદન
આપ પ્રભુ છો ધામના ધામી
પ્રગટયા માનવ દેહ ધરી. વંદન
જીવ અનંત્યના મોક્ષને માટે
ઉપાસના શુધ પ્રકટ કરી. વંદન
સેવા એજ અમારૂં જીવન
દેજો રોમે રોમ ભરી. વંદન
હે ભક્ત વત્સલ કરૂણા સાગર
વિનતી શંકર હૃદય ધરી. વંદન

---

૪

શ્રી પ્રભુ તેરા મંગલ નામ
મુર્તી મનોહર શ્રી ઘનશ્યામ

તેરા હી દર્શન તેરા હી ધ્યાન
જીવન ભરકા મેરા એ કામ. શ્રી પ્રભુ
પ્રેમકી ભક્તિ પ્રેમકા નામ
પ્રેમકી મસ્તિ પ્રેમકા તાન
વીનતી શંકર કી એ માન
જીવન મુક્તિ દે ભગવાન. શ્રી પ્રભુ

---

## ધુન

### ૫

રામના નામનીરે આવો તો ધુન મચાવીએ
કૃષ્ણના નામનીરે આવો તો ધુન મચાવીએ
રાયરણછોડનીરે આવો તો ધુન મચાવીએ
મચાવીએ; મચાવીએ. મચાવીએ.........રામના૦
જય જગદીશનીરે, આવો તો ધુન મચાવીએ
શ્રી. વીઠ્ઠલના નામનીરે, આવો તો ધુન મચાવીએ
શ્રી શંકરના નામનીરે, આવો તો ધુન મચાવીએ
મચાવીએ મચાવીએ, મચાવીએ.........રામના૦

---

## ધુન.

### ૬

ગોવીંદ ગોવીંદ ગાવો ને પ્રેમ લગાવો
પ્રેમ લગાવો ભૈયા પ્રેમ લગાવો......ગોવીંદ
નરસીંહે ગાયો ને પ્રેમ લગાયો
પ્રલ્હાદ લુભાયો એવો પ્રેમ લગાવો...ગોવીંદ
ધ્રુવે મચાવ્યો ને આનંદ પાયો
એવા મારા વાલાને પ્રેમ લગાવો...ગોવીંદ

## ધુન.

૭

મોરલી વગાડે નંદલાલ રાધે રાધે
બંસી બજાવે ઘનશ્યામ રાધે રાધે
ગૌઆ ચરાવે ગોપાળ રાધે રાધે
ગોપીઓને રોકે મહારાજ રાધે રાધે
માગે છે મહીડા કેરા દાન રાધે રાધે
ભુલી ત્યાં ગોપી મનના ભાન રાધે રાધે
મોહ્યા છે મોટા મુનીરાજ રાધે રાધે
મોહી છે વ્રજ કેરી નાર રાધે રાધે
મોહ્યા છે વન કેરા મોર રાધે રાધે
મોહ્યા છે ચંદ્ર ચકોર રાધે રાધે

---

## ધુન

૮

જય રણછોડ જય જય રણછોડ
મોરલીવાળો નંદકીસોર
માથે મુગટ જય રણછોડ
મુખ પર મોરલી જય રણછોડ
પીળા પીતામ્બર જય રણછોડ
જસોદા કુંવર નંદકીશોર

---

## ધુન.

૯

કૃષ્ણ કૃષ્ણ કહાવો ને ધુન મચાવો
ધુન મચાવો રામા ધુન મચાવો. કૃષ્ણ

પીતા વાસુદેવ અને માતા એની દેવકી
એવા સુંદર સ્યામની ધુન મચાવો કૃષ્ણ
જસોદાનો જાયો ને નંદનો દુલારો
એવા રાધાજીના પ્યારાની ધુન મચાવો કૃષ્ણ
ગોપીઓનો નાથ પેલો કૃષ્ણ કનૈયો
એવા માખણચોરની ધુન મચાવે કૃષ્ણ

---

## ભજન ૧૦

(રાગ વહાલુ વતન)

કનૈયા કનૈયા કીધર હે કનૈયા
કીધર હે કનૈયા કહાં હે કનૈયા કનૈયા
ગોકુલકો ઢુંડી મથુરાંકો ઢુંડા
વો બંસી બજાતા કીધર હે કનૈયા કનૈયા
જંગલમે ઢુંડા પહાડોમે ઢુંડા
વો ગૌઆ ચરાતા કીધરહે કનૈયા કનૈયા
મંદીરમે ઢુંડા–સારી આલમમે ઢુંડા,
વો રાસ રમાતા કીધર હે કનૈયા કનૈયા
કહી તુમન જાને કહી તુમન રહેતે
શંકર સખી જીવમે રહેતા કનૈયા કનૈયા

---

## ભજન ૧૧

કાના તારી મોરલી
હાંરે વનમાં વાગી રહીરે...વાલા મોરલી
એ મોરલીમાં જાદુ ભર્યું છે
કામણ ગારે કાંઇ કમણ કર્યું છે
હાંરે હું તો શોધી રહી રે...કાના મોરલી

નાદમાં હું તો ઘેલી ફરૂં છું
કૃષ્ણ કૃષ્ણ હું તો મુખથી કહું છું
હાંરે એવી કામણ ગારી રે...કાના મોરલી
પાણીડાં જાઉં ત્યાં પણી ના ભરાએ
સાંભળી મોરલી જીવ ગભરાએ
હાંરે એવી આનંદ કારી રે...કાના મોરલી
દાસ શંકર કર જોડી કહે છે
વ્હાલી મોરલીને શોધી રહે છે
હાંરે એવી જાદુ ભરી રે...કાના મોરલી

---

## ભજન. ૧૨

( રાગ—કાના લીધા મારા શ્યામ )

કૃષ્ણ કનૈયો મારો શ્યામ યમુનાપે બન્સી બજાવે
બન્સી બજાવે મીઠી મોરલી બજાવે કૃષ્ણ૦
કૃષ્ણ વિના તો મને ઘડી ના ચાલે
વિસાર્યાં ઘર કેરા કામ યમુનાપે બંસી બજાવે કૃષ્ણ૦
પનઘટ પર જાઉં ત્યાં પાછળથી આવતો
ગોરસ ઢોળાવે ઘનશ્યામ—યમુનાપે બંસી બજાવે કૃષ્ણ૦
દાસ શંકર મન સાચો શામળીયો
ઘેલુ કીધુ છે ગોકુળ ગામ યમુનાપે બંસી બજાવે. કૃષ્ણ૦

---

## ૧૩

કૃષ્ણ કૃષ્ણ હું કરતો રે
મેરા કૃષ્ણ સમો નહિ કોઇ
મેરા કૃષ્ણજી ગત કોઈ કયા જાણે
અજ્ઞાની મનુષ્યો શું માને

ગત કોઈ ભકતો જાણે
ઓર ન જાણે કોઈ કૃષ્ણ૦
એક કૃષ્ણ શબ્દ જો પડે કાને
તેના પાપ સૌ બળે તે ટાણે
શંકર એ શબ્દોને જાણે
કે જાણે વીરલા કોઈ કૃષ્ણ૦

---

## ૧૪

કદી નથી ભૂલવું હવે નથી ભૂલવું
ઘડી ઘડી બોલવું વારે વારે બોલવું
હાંરે...વહાલા રણછોડરાયનું નામ. નથી ભૂલવું૦
એ નામે કંઇ જન તરીયા
પ્રગટ પ્રભુમાં આવીને મળીયા
હાંરે...એવું મોરલીધરનું નામ. નથી ભૂલવું૦
એ મૂર્તિ મારા હૃદયમાં સ્થાપી
અમુલખ વસ્તુ મુજને આપી
હાંરે...એવું રાધાવરનું નામ. નથી ભૂલવું૦
સકળ વિશ્વના સ્વામી તમે છો
પુરણ પુરુષોત્તમ ધામી તમે છો
હાંરે...એવું નંદકુંવરનુ નામ. નથી ભૂલવું.
દાસ શંકર કર જોડી કહે છે
વહાલા પ્રભુની પાસે રહે છે
હાંરે...એવું લક્ષ્મીવરનું નાન નથી ભૂલવું.

---

## વેરણ વાંસલડી.

### ૧૫

( કાલીંગડાની છાયા )

ક્યાં વાગી વેરણ વાંસલડી (૨)
વાંસલડી જડ-વાંસલડી ક્યાં વાગી ?
ભર નિદ્રાથી સુતેલી જગાડી
જામી રહી મધરાતલડી૦ ક્યાં વાગી ?
સુણી સૂર ચડયું મમ ચિત્ત ચગડોળે
દિલ મમ ધડકે ઘડી રે ઘડી૦ ક્યાં વાગી ?
ક્યાં જઉં શું કરૂં સમજ પડે ના
એ સૂરની કંઇ કેફ ચઢી૦ ક્યાં વાગી ?
જાદુગરે કીધાં કંઈ જાદુ
પજવે મ્હારી પુંઠે પડી૦ ક્યાં વાગી ?
દિશદિશ દેખત દરશન કીધાં
નયનોથી રહ્યાં નયન લડી૦ ક્યાં વાગી ?
"સંતજન" સદગુરૂ બંસી બજાઇ
સમજી ગઇ સુરતા ત્યાં ખડી૦ ક્યાં વાગી ?

---

## નામ નહિ છોડું

### ૧૬

( શ્રીમન્નારાયણનું નામ અમને પ્રાણ પ્યારૂં છેઃ—એ રાગ

કષ્ટો આવે શિર પર ક્રોડ ત્હોયે નામ નહિ છોડું
હરદમ હૈયે હરિની હોડ લીધી ટેક ના તોડું૦ કષ્ટો૦

કષ્ટ કસોટી છે કર્તાની એથી ચિંતા થાયે શાની
જીવીને ઉજવળ જીંદગાની ચિત્ત ચૈતન્યમાં ચ્હોડું. કષ્ટો૦
કંચન અગ્નિથી ઝળહળશે, સજ્જન દુઃખથી લેશન ચળશે
વૃત્તિ વિભુને પંથજ મળશે જીવને જ્યોતિમાં જોડું. કષ્ટો૦
સુખ દુઃખમાં નિત સમતાધારી કલેશ મિટવવા સત્વળાકારી
સાચી મોક્ષ તણી એ બ્હારી દિવ્ય સ્વ દિલકરી દોડું. કષ્ટ૦
સદગુરૂ શરણે પળ પળ સંતજન પ્રફૂલ્લતા ધારે નિજ તન મન
જડતું અમૂલ્ય જ્યાં જીવન ધન પ્રભુમય પ્રાણ કરી પોઢું કષ્ટો૦

---

## ૧૭

(કવાલી)

કરૂં હું ફીકર કંઇ શાને જ્યાં એ સંભળનારો
નિજ બિરદ એ સંભારી સઘળું સુધારનારો. કરૂં. ધ્રુવ.
માગો અગર ન માગો એની કૃપા રહે છે
એ છે દયાનો સાગર વાંકા વીસારનારો૦ કરૂં૦
ભીડ ભકતે કરી હરતો ભગવાન્ એ ભક્ત વત્સલ
વિપતો હજારને એ પળમાં વિદારનારો૦ કરૂં૦
વિશ્વાસ એ વિભુનો દઢ મન વિષે વિસાબો
શરણાંગતો તણું શુભ જે છે વિચારનારો૦ કરૂં૦
"સંતજન" સુગુરૂબળથી સુખમય થશેજ દર્શન
અધમાધમો તણો પણ એ છે ઉદ્ધારનારો૦ કરૂં૦

---

## ૧૮

રાગઃ—ગરબી

ગાવો મુખસે શ્રી ગોપાળ
મુકો જુઠી સબ જંજાળ. ગાવે.

ગાવો દીનકે દયાળ
　　નિરખો કૃષ્ણ શ્રી ગોપાળ. ગાવો.
મુકી માયા કેરી જાળ
　　હરનિશ પ્રભુકો સંભાળ. ગાવો.
નિરખો આયોના ગોવાળ
　　લેના ભકતોકી સંભાળ. ગાવો.
શંકર આયા તેરા બાળ
　　છોડી માયાકી જંજાળ. ગાવો.

---

## ૧૯

રાગઃ—મારૂં વતન

ગોકુળ મેં ખડો કાન મોરલી બજાવે
મોરલી બજાવે સારી દુનીયાં નચાવે. ગોકુળ૦
એ મોરલીમેં કયા જાદુ ભર્યાં હે
મોરલી બજાવે ઘેલી ગોપી નચાવે. ગોકુળ૦
મોરલી બજાવે કાનો બંસી બજાવે
મોરલી કે સુરમેં સારી ગૌવા ભુલાવે. ગોકુળ૦
મોરલી અવાજ જબ કાન પડતહે
વ્યાકુલ હો ગોપી સબ આવે. ગોકુળ૦
દાસ શંકરને આ મોરલી સુની હે
હૃદય ડોલાવે કાનો થઈ થઈ નચાવે. ગોકુળ૦

---

## ભજન ૨૦

ગર્ભવાસ તણો બહુ ત્રાસ ગયો તું ભુલી
ઉદરમાં ઉંધે શીર રહ્યો તું ઝુલી

પ્રભુએ સંકટમાં સહાય કરીને છોડયો
જમને આપી જામીન બહાર તું આવ્યો
બે હાથ જોડી હરી પાસ બંદોબસ્ત કીધો
ભક્તી કરવાને કોલ પ્રભુને દીધો
ધરી જન્મ ન પાળ્યો કોલ કશોય ગમાર
નહિં મુકે જમના દૂત જામીન થાનાર
થશે અંત વખતમાં અતીઘણો કંકાસ
કહે જોડી બન્ને હાથ પ્રભુ "શંકર" દાસ

---

## ૨૧

(રાગ કાલીંગડો)

ઘટ ઘટમાં રહે છે રામ હરી
રામ હરી સાચા રામ હરી ઘટઘટમાં—
રામ રમે છે સર્વ જીવોમાં
જળ સ્થળમાં રહ્યો વાસ કરી– ઘટઘટમાં—
જ્યાં દેખું ત્યાં રામજ ભાસે
રામ વિના મારી સુની નગરી– ઘટઘટમાં—
જીવ સચરાચર વાસ કરીને
મનમંદીરમાં રહેતો હરી– ઘટઘટમાં—
ભકતોને તારે પાપીને મારે
શંકર કહેતો વાત ખરી– ઘટઘટમાં—

---

## ભજન ૨૨

(રાગ જાકે મથુરા)

જાગ મુસાફીર ભરદરીયામેં જીવન ઝોલા ખાય...તારૂં
ભક્તિ કી નૈયા તુંહી પકડલે જન્મ મરણ મીટ જાય મુસાફીર
—જાગ મુસાફીર

નૈયા તેરી કભી ના ડુબે સહેજે ભવ તર જાય મુસાફીર
—જાગ મુસાફીર
ચિત્ત લગાલે પ્રભુ ચરણુમેં જ્યોતીમે જ્યોત મીલાય મુસાફીર
—જાગ મુસાફીર
શંકર પ્રભુસે ચિત્ત લગાલે વોહી પાર લગાય મુસાફીર
—જાગ મુસાફીર

---

## ભજન ૨૩

જાગ મુસાફીર ક્યું તું સોયા જુઠી જગકી યારી
કુટુંબ કબીલા નહિ તન તેરા જુઠે જગ સંસારી જાગ મુસાફીર
બાગ બગીચા ધન ઓર વાડી યહ સબ દુઃખકી ભારી
માતા તેરી મતલબ રૂવે રૂવે ઘરકી નારી જાગ મુસાફીર
યહ સંસાર સ્વપ્ન કી માયા મત કરના તું યારી
રાધા વરસે પ્રીત લગાકર ભજલે-મોરલી ધારી જાગ મુસાફીર
સચ્ચે દીલસે ભજલે પ્રાણી એકહી કૃષ્ણ મોરારી
શંકર જજતા હરનીસ તુજકો નટવર કુંજબીહારી જાગ મુસાફીર

---

## જીવનધન ભગવાન

## ૨૪

(બંદે જીવન હૈ સંગ્રામ એ રાગ)

જીવનધન ભગવાન-સબકા- જીવનધન ભગવાન
કયા અચ્છા કયા બૂરા મનવા ઉસકી કરો પિછાન૦ પ્યારે ઉસકી૦
જીસમે અપના હૈ કલ્યાન. સબકા. જીવન.
જપ બલ તપ બલ સુખમય સબ દિન ઉસકા ભરલો ભાન. પ્યારે૦
ધીરજ સહ દો ધ્યાન. પ્યારે જીવન.
યાયા માયા જૂઠકે ઝઘડે કયોં હોના હેરાન? પ્યારે૦

ગા લો હરિગુન ગાંન સબકા.

પ્રપંચકો તજ પરહિત કારન પલપલ ખરચો પ્રાન. પ્યારે૦

દેદો દિલકા દાન પ્યારે૦ જીવન.

આફત બાદલસેં બચનિકા નીતિકા દિવ્ય નિશાન. પ્યારે૦

"સંતજન" સદગુરૂ સાન. પ્યારે૦ જીવન.

સબકા જીવનધન ભગવાન.

---

## ભજન ૨૫

(રાગઃ—કાલીંગડો)

છોડ છોડ રે કાના જાવા દે
જાવા દે મુને જાવા દે.........છોડ છોડ રે

તું તો ગોવાળીયો નંદ બાવાનો
મહીંડા હમારાં વલોવા દે......છોડ છોડ રે

ઉભો રહે તો કાના આપું હું માખણ
ગોરસ સીંકેથી ઉતારવા દે......છોડ છોડ રે

વૃંદા તે વનની કુંજ ગલીમાં
રસીયાજી રાસ રચાવા દે......છોડ છોડ રે

આડો આવીને ઉભો કનૈયો
દાણ હમારાં ચૂકાવા દે......છોડ છોડ રે

વૃંદા તે વનમાં ભૂલી ફરૂં છું
મ્હારા ઘરનું કામકાજ કરવા દે......છોડ છોડ રે

દાસ "શંકર"નો સ્વામી કનૈયો
મોરલીના નાદમાં ડોલવા દે......છોડ છોડ રે

---

## ૨૬

રાગ :-તુમને મુજકો પ્રેમ શીખાયા.

તુમને સબકો ગીતા સુનાઇ
સોઈ હુઇ ભારતકો જગાઇ
એક નયા શુભ ધર્મ શીખાયા
ધર્મ શીખાયા મર્મ બતાયા
તુમ હો સબકે આધાર—પ્રભુજી
તુમ હો સબકે આધાર. તુમને૰
અર્જુન કો જબ તુમને સુનાઈ
તુમને સુનાઈ હીરદે ધરાઇ
તુમ હો શંકર ઉદ્ધાર—પ્રભુજી
તુમ હો શંકર ઉદ્ધાર. તુમને૰

---

## તુંહી સબ સુખકા મૂલ

## ૨૭

તુંહી સત્ય જગ સારા જૂઠા
તુંહી સબ સુખકા મૂલ. પિયારે. તુંહી૰ ધ્રુવ
પહેલેથા અરૂ અરૂ અબભી હૈ તું આગે પરભી કબૂલ
જીવન મરણકા સબકા સંગી પાવન કરણ પબુલ૰ પિયારે૰
મનમનમેં તુજ મંત્ર સુનકર મુનિ હોવે મશગૂલ
તુજ બલ પાકર તુજમય હોવે દેકરમહેંગા મૂલ૰ પિયારે૰
દૂર કરન તું દાનવતા અરૂ દુઃખરૂપ જીવ દુકૂલ
અંતરયામી આનંદમય પ્રભુ તુંહી તારક ભવશૂલ૰ પિયારે૰
નશ્વર ચિંતર નશ્વરતાદા આખિર ધૂલ કી ધૂલ
અવિનાશી પદ આપહી દાતા બિમલ વિવેક વિપુલ૰ પિયારે૰
સદગુરૂ કીરપાસે જબ "સંતજન" ભાસ ગઈ નિજ ભૂલ
હરદમ સુમિરન શસ્ત્ર ચેતાયા જીસ પર ડૂલ૰ પિયારે૰

## ૨૮

દીઠો મેં નંદ કીશોર હાંરે સખી દીઠો મેં નંદ કીશોર
ડાકોરની વાટે ઉભો છે.

રંગીલો રાય રણછોડ હાંરે સખી રંગીલો રાય રણછોડ
ડાકોરની વાટે ઉભો છે.

મોર મુગટને જરકસી જામા
મોરલી બજાવે ઘનઘોર હાંરે સખી મોરલી બજાવે ઘનઘોર
ડાકોરની વાટે ઉભો છે.

ગોકુળ ગામની ગોપીયોને રોકતો
માખણનો છે એ ચોર હાંરે સખી માખણનો છે એ ચોર
ડાકોરની વાટે ઉભો છે.

નરસિંહ મહેતાની હુંડી સ્વીકારવા
શેઠ બન્યા એની મોર હાંરે સખી શેઠ બન્યા એની મોર
ડાકોરની વાટે ઉભો છે.

સવરી તે બાઇનાં એંઠા તે બોરાં
પ્રેમે જમ્યાતા કીશોર હાંરે સખી પ્રેમે જમ્યાતા કીશોર
ડાકોરની વાટે ઉભો છે.

ભક્ત પ્રહ્લાદને સ્થંભથી બચાવી
દોટ મુકીતી ડાકોર હાંરે સખી દોટ મુકીતી ડાકોર
ડાકોરની વાટે ઉભો છે.

---

## ભજન ૨૯

(રગા ચુડી મે લાયા)

દર્શન દોને દીનાનાથરે શરણે આવ્યો છું
ઝાલોને વાલા મારો હાથરે શરણે આવ્યો છું

મહાસાગરમાં ડુબી રહ્યો છું
મોહમાયામાં ભૂલો પડયો છું
રાખો હૃદયની સાથ રે...શરણે આવ્યો છું.—દર્શન
મુખડુ જોવાને વાલા ઉભો છું
લોને હાંસે ભરી બાથરે...શરણે આવ્યો છું—દર્શન
દાસ શંકર મન તલસી રહ્યો છે
મનડુ મોહ્યું છે તમ સાથરે...શરણે આવ્યો છું—દર્શન

---

## ભજન ૩૦

(રાગ કોના આધારે મુને મુકી ગયા)

ડાકોરમાં આવી વહાલો પ્રગટ બિરાજ્યા
મેં તો દીઠા છે નયને નિહાળી...હો હો પ્રગટ પ્રભુજી
અદ્ભુત લીલા મ્હારી નયને નીહાળી મ્હારા તનડામાં લાગેલ તાળી
હો હો તનડામાં લાગેલ તાળી...હો હો પ્રગટ પ્રભુજી
અનંત કોટી સૂર્ય અંગે સમાતા એવા દીઠા મ્હેં શ્યામ બીહારી
હો હો દીઠા મ્હેં શ્યામ બીહારી...હો હો પ્રગટ પ્રભુજી
ઉંચા શીખરના વહાલે મંદીર બનાવી,
વ્હાલે જગમાં તે આણ ફરકાવી
હો હો જગમાં તે આણ ફરકાવી...હો હો પ્રગટ પ્રભુજી
અધર્મનો વ્હાલે નાશ કરીને વ્હાલે ધર્મધ્વજ ફરકાવી
હો હો ધર્મધ્વજ ફરકાવી...હો હો પ્રગટ પ્રભુજી
તમો વીના તો મ્હને ઘડીએ ના ચાલે મ્હારા રૂદીયામાં રહેજો સમાઈ
હો હો રૂદીયામાં રહેજો સમાઇ...હો હો પ્રગટ પ્રભુજી
દાસ 'શંકર'ના સ્વામી રસીલા એમને લેજો સર્વે નીહાળી
હો હો લેજો સર્વે નીહાળી...હો હો પ્રગટ પ્રભુજી

---

## ૩૧

રાગઃ—નાથ તમે સાથ મારી રહેજો

નાના નથી કાન કાળો
એ માડી નાના નથી કાન કાળો.
કીકીયો કાળી ને કાળપ જગની
તેને તમે શ્યામ ભાળો એ માડી. નાના
લ્યો તો તમે માડી આપું આ નયણાં
આંખોએ મારી નિહાળો એ માડી. નાના
હરદમ હૈયે તજી લાજ બોલું
રસીયો બન્યો એ રૂપાળો એ માડી. નાના
કાલે મને વાલે રંગે રમાડી
ઘરની હું ને એ ઘરવાળો એ માડી. નાના
રાધાને મન માડી આ ભવસાગર
એના વિના ખારો ખારો એ માડી. નાના
દાસ શંકર કહે ગુરૂ ચરણમાં
શરણે આવ્યાને સંભાળો એ માડી. નાના

---

## ૩૨

રાગ :—નીશદીન શ્યામ શ્યામ કરતી.

નીશદીન રામ રામ જપતી
મેં અપને પ્રભુકો પાસ પાસ રખતી નીશદીન
હરનીશ હરજગ એહી ઉચ્ચરતી
ઘડીભર નવ વીસરતી નીશદીન
બાઇ મીરાં સારી દુનીયામાં ગીરધરને વરતી
રાણાજીએ ક્રોધ કર્યો જબ મેલી દુનીયા પડતી નીશદીન
વીનતી શંકર ઉરધારીને
તમ શરણે મમ સુરતી. નીશદીન

## ભજન ૩૩

( રાગ ચોપાઈ )

નમું ડાકોરના ભગવાન નથી તમથી બીજો બળવાન
તમો જે જે ધારો તે થાય સત્ય સંકલ્પ આપ સહાય
પરષોતમ પુરણબ્રહ્મ જેને નેતી કહે છે નીગમ
શેષ શસ્ત્ર વદન ગુણ ગાય અજ અમર ઈચ્છે સદાય
સર્વાતિત અજીત અપાર જીવ ઇશ્વર વૈકુંઠ ધાર
માથા પર પ્રભુનું છે ધામ તેનું રાય રણછોડ છે નામ
વિનતી શંકરની ઉર ધારી આવ્યા અવની ઉપર અવતારી

---

## ૩૪

રાગઃ—રખીયા બંધાવો ભૈયા.

પ્રભુને રીઝાવો ભૈયા
ટાણું મળ્યું છે કે
પ્રીત લગાવો ભૈયા
ટાણું મળ્યું છે રે. પ્રભુ૦
સંસાર સાગરમાંહી, પ્રભુ વિના બેલી નાહી
ભવજળ તરવા ભૈયા, ટાણું મળ્યું છે રે પ્રભુ૦
મહાજળનો દરીયો આ તો ભક્તિના નાવે તરીયો
પ્રગટ પ્રભુને મળવા ટાણું મળ્યું છે રે. પ્રભુ૦
સગાં સંબંધી સ્નેહી, સ્વારથને રૂવે તેહી
જન્મ સફળ કરવાને ટાણું મળ્યું છે રે. પ્રભુ૦
શંકરદાસ કહે છે રણછોડની પાસે રહે છે
વૈકુંઠ જાવા ભૈયા ટાણું મળ્યું છે રે પ્રભુ૦

---

## ૩૫

રાગઃ—નાગર વેલીઓ રોપાવ.

પ્યારા રણછોડરાય મહારાજ દર્શન દોને વારંવાર
દર્શન દોને વારંવાર દર્શન દોને પળપળ વાર. પ્યારા.
કોઇ ડાકોર કેરી વાટે કોઇ ગોમતી કેરે ઘાટે
મારા મન મંદીરના નાથ. દર્શન૦ પ્યારા.
તમ તેજ હૃદયમાં વ્યાપે તે જુગજુગનાં દુઃખ કાપે
પ્રગટ પુરૂષોત્તમ મહારાજ. દર્શન૦ પ્યારા.
તું તો ગીત હૃદયથી ગાજે ગીતા રસ પ્રેમે પાજે
રગો રગમાં તુહી રણકાર દર્શન૦ પ્યારા.
દાસ શંકર એવું કહે છે મન માન્યું માગી લે છે
પ્રભુ હું વિનવું વાર હજાર. દર્શન૦ પ્યારા.

---

## ૩૬

(રાગ સીયારામ અયોધ્યા બુલાલો મુજે)

પ્યારે પ્રભુકા ધ્યાન લગા તો સહી
દુષ્ટ માયા સ્નેહ હઠા તો સહી. પ્યારે
સો રહા કીસ નિંદ મેં જીસકા ન તુજકો ભાન હે
આયાથા યહાં કીસ લીયે કયા કર રહા નાદાન હે
ઐસી મમતા કો દુર હઠા તો સહી. પ્યારે
ચાર દીનની ચાંદની ફીર અંધેરી આયગી
સાથ કુછ ચલતા નહી દોલત પડી રહ જાયગી
હરી ભજનસેં પ્રીત લગાતો સહી. પ્યારે
મતલબકે સૌ સાથી રહે નહી સંગ તેરી આયગે
જબ મોત તેરી આયગી જંગલ મેં ધરકે જાયકે
એસી દેહ સે નેહ હઠા તો સહી પ્યારે

સંકલ્પ સૌ તું ત્યાગ દે મનકો લગાલે જ્ઞાન મેં
શંકર સ્વરૂપ હો જાયગા એસી મજા હે ધ્યાનમેં
પરમ પદમેં તો ચીત લગા તો સહી. પ્યારે

## ભજન ૩૭

(રાગ મુખડાની માયા લાગી)

પ્રેમથી પધારો હરીરે ડાકોર વાસી
મ્હેરતો મહરાજ કરીએ રે ડાકોર વાસી
ભકતોના ઘેર હરી કામ તેના સૌ કરી
ભકતો ઉગાર્યા હરીરે...ડાકોરના વાસી—પ્રેમથી
આવીઆ નારીને મારી ઉઘાડી સત્સંગ બારી
જ્ઞાન રૂપી ખડક ધારીરે...ડાકોરના વાસી—પ્રેમથી
કામ ક્રોધ લોભ હણી સંત કીધા શીરોમણી
ભકતી આપી ભવ તણી રે...ડાકોર વાસી—પ્રેમથી

## ભજન ૩૮

( રાગઃ—પુંજારી મોરે મંદીરમેં )

પ્રભુજી મોરે મંદીરમેં આવો
કૃષ્ણ પ્રભુકી સુંદર મૂર્તિ
હૃદય મંદીરે લાવો......
જ્ઞાન દીપકસે મંદીર ખોલો
દર્શન અમૃત પાવો...... પ્રભુજી૦
ઘટઘટમે પ્રભુ તુમહો સ્વામી
સચરાચરમે સમાવો......
શંકરના રૂદીયામાં આવી
ભકિતની જ્યોત જગાવો...... પ્રભુજી૦

## ભજન ૩૯

પાપી જીવત છે મારૂ તારો મેરે કનૈયા
શરણું ગહ્યું છે તારૂં તારો મેરે કનૈયા —પાપી
પાપો કર્યાં હાથે થકી જીવોને દુઃખ આપ્યું ઘણું
પેટ અર્થે દુઃખ પ્રભુજી મ્હેંજ રોપ્યું છે ઘણું—પાપી
માતા અને પત્નિ સહુ એ ભુખથી એ ટળવળે
પાપી બન્યો છું આજ પ્રભુજી પાપ અર્થે જીવ બળે—પાપી
ભક્તિના પુર માંહી જીવન વહ્યું છે મારૂં.

---

## ભજન ૪૦

(રાગ ભીમપલાસી)

પરમારથમાં પગલાં ભરજે નીજ જીવનમાં કાંઈ આચરજે
સત્ય ધર્મ સદા પાલન કરજે નિતી રિતી ઉરમાં ધરજે
કોઈ આજ ગયા કોઈ કાલ ગયા
કોઈ જાવન કાજ તૈયાર થયા,
નહિ કાયમ કોઈ મુકામ અહીં
ચીર કાલસે એહી રીવાજ રહા......પરમારથમાં
દયા સંતોષના મંત્ર ભણી
ઉપકાર સદા પ્રીતે કરજે
કરી દાન પુન્ય ભાથુ ભરજે
ભકિત કરી ભવ સાગર તરજે......પરમારથમાં

---

## ભજન ૪૧

(રાગ—મીઠા લાગ્યા તે મને આજના ઉજાગરા)

પ્યારા લાગે છે મને દમન મોહનજી વાટલડી જોતી દીનરાત રે
અલબેલા કયારે પધારશો

ધીરે ધીરે વ્હાલો પાછળ એ આવતો
કાંકરી મારીને મારી મટુકી ફોડાવતો
અંતર તન સ્હેછે દીન રાત રે......
અલબેલા ક્યારે પધારશો. —પ્યારા

પનઘટ પર જાઉં ત્યારે વ્હાલો યાદ આવતો
મીઠી એ મોરલી માવો બજાવતો
જાણી મ્હેં અંતરની વાત રે......
અલબેલા ક્યારે પધારશો —પ્યારા

જંખી જંખીને મારૂ અંતર દુભાય છે.
દર્શન કરવાને મારૂં મનડું લોભાય છે
જાણી લીધી મેં તારી જાત રે......
અલબેલા ક્યારે પધારશો —પ્યારા

શંકરના સ્વામી મારે મંદીર પધારજો
દીન દાસની અરજી સ્વીકારજો
માળા જપું છું દીન રાત રે......
અલબેલા ક્યારે પધારશો. —પ્યારા

---

## પ્રેમ પ્રભુ

## ૪૨

[બાલમ આય બસો મેરે મનમેં]

પ્રેમ પ્રભુ બસે પ્રેમ નગર મેં (૨) ધ્રુવ૦
પ્રેમ પિયૂષ રસ પાન પીલાવેં
ગીત હી પ્રેમકે આપ ગવાવેં
મસ્તી મહા પ્રેમ ગાન મચાવત
સબ જલ થલ નભ ચરમેં પ્રેમ પ્રભુ૦

પ્રીતમ પ્રેમ મંદિર મેં પૈઠે
વિશદ આનંદ હીત ચૂપ કર બૈઠે
ખોજત પ્રેમીકા ખેલ ખેલન હીત
ડારત સંશય ડરમેં    પ્રેમ પ્રભુ૦

રાધા મહા માયા પ્રેમકી રાની
પ્રેમ પ્રભુ જીન્હેં લીન્હ પિછાની
પ્રેમ અયન ઇક પ્રેમ સ્વરૂપ ઇકિ
નાચત પ્રેમી નજરમેં    પ્રેમ પ્રભુ૦

શુદ્ધ સનાતન તત્વ યે શુચી
પ્રેમકા તાલા પ્રેમકી કુંચી
સંતજન સદ્‌ગુરૂ ખોલ બતાયા
ગોવિંદ ઘૂમત ઘરમેં    પ્રેમ પ્રભુ૦

---

## પ્રીતમ (પ્રભુ)

### ૪૩

(બાલમ આય બસો મ્હેરે મનમે એ રાગ)

પ્રીતમ છૂપ રહે મ્હેરે તનમેં    [૨] ધ્રુવ૦
દિલ કુંજન ગલી બંસી બજાઇ
રગ રગ રસકી જ્યોતિ જગાઇ
ગો ગોપી સબ ઘેલી જાઇ સુન
લગ ગઈ રાંસ રચનમેં.    પ્રીતમ૦

પ્રીતમ જાદૂ કલા કીન્હી
સુધ બુધ સબકી હૈ હર લીન્હી
સુરતા ચઢ સબ દેખત સુનત
અનહદ નાદ ગગનમેં.    પ્રીતમ૦

સ્થિર ભઇ ગંગા સ્થિર ભઇ જમુના
મિટગઇ દિલકી સકલ ભરમણા
જગ મનમોહન અદ્‌ભૂત મૂરતી
નાચ રહી હૈ નયનમેં. પ્રીતમ૦
સત ચિત આનંદ સંત જનંકાં
જીનકાં બલ ગુરૂ ચરન શરનકો
હરદમ ધૂની વો ઉઠ રહી અબ
મંગલ નામકી મનમેં. પ્રીતમ૦

---

## ૪૪

એની મારૂં સોનાનું છે બેડું ઉઢાણી સવા લાખની રે લોલ.
બાઈ અમો સરોવર ગ્યાંતાં પાણી કાંઠડે ઉભા કાનજી રે લોલ
કાને એળે કંકર નાખ્યો નંદાયો સોના બેડલો રે લોલ
ગોપીયો રોતી આવી ઘેર જશોદા માને પુછવા રે લોલ
માજી તમારો રે કાન કે આશો લાડકો રે લોલ
મારાં મહીનાં ફોડયાં માટ કે ગોરસ ઢોળાઈ ગયાં રે લોલ
જશોદાએ લીલી લીધી સોટી કે કાનજીને મારવા રે લોલ
કાનજીએ આવતાં દીઠા માત કદમ કેરે ઝાડે ચઢયા રે લોલ
સાંભળ મા મારી એક વાત કે વાંક મારો નથી રે લોલ
પહેલીએ મુજને કરી છે સાન કે બીજીએ ચુંટી ખણી રે લોલ
ત્રીજીએ પગની ભરાવી આંટી કે તેથી હું ઢળી પડયો રે લોલ
ફટફટ ગોકુળની વ્રજનારી કે આવું નવ ઘટે રે લોલ
મારો લાડકવાયો કાન કે આવું નવ કરે રે લોલ
એવી દાસ શંકરની વિનતી કે સુણ સાહેલડી રે લોલ

---

## ભજન ૪૫

રાગ:—આયા નગરીમે ]

બોલો પ્યારે શ્રી કૃષ્ણ શરણંમમ્
શરણંમમઃ શ્રી શરણંમમ્; બોલો.
પનઘટપે કનૈયો આતાહે
વો આતાહે ધૂમ મચાતા હે— પનઘટ૦
વો માખણ મીસરી ચુરાતાહે
વો ખાતાહે સબકો ખીલાતાહે— પનઘટ૦
વો નંદ કે લાલા કહેલાતા હે
વો ગોકુલમાં રાસ રચાતા હે— પનઘટ૦
વો મધુવનમાં ગૌઆ ચરાતા હે
વો મધુરીસી મોરલી બજાતાહે— પનઘટ૦
દાસ શંકર કે મન ભાતા હે
વો પ્રેમ કી મસ્તીમે ન્હાતા હે.— પનઘટ૦

---

## ૪૬

રાગ :—ગજલ

ભગવાન પડા હું શરણે હે નાથ અબ દયા કર
ગભરાયા પાપ સે અબ વિષયોમેં મેં ફસાકર. ભગવાન
હે દીન બંધુ સુધ લ્યો મેં આયા હું ઘર તેરે
: ખ દુર કર મુરારે અપરાધ સબ ક્ષમા કર. ભગવાન
ગીન' ાાકય પ્રભુજી કર યાદ તો ખબરીયા
ા કે બંધ તોડો બંસી બજત બજા કર. ભગવાન
સુધ લીની અજામીલકી આયે થે નાથ સુન કર
તો અબ મુજે બચાલો પ્રભુ બીરદ કો બતાકર. ભગવાન
કરજોડી શંકર વિનતી સુનો અબ કૃપાળુ
શીઘ્ર આવો પ્રાણ પ્યારે તુજ દાસ પર દયા કર. ભગવાન

## ૪૭

રાગઃ—જાકે મથુરામેં કાનાને ગાગરીઆ ફોડી

ભાવ ધરીને બોલો જય જય
કૃષ્ણ કનૈયાકી જય જય
શાસ્ત્ર સકળનો સાર પરમ એ
ભવદુઃખ હાર નહી. જય જય
કૃષ્ણ કૃષ્ણ સબ મુખસે કહીયે
યશોદા નંદનકી. જય જય
કૃષ્ણરૂપી એ ભાથું ભરીયે
ગાડી હે વૈકુંઠકી. જય જય
દાસ શંકર મન સાચું ધરીયે
સુરતા ચરણકી. જય જય

---

## ભજન ૪૮

ભવસાગરથી નૈયાને તારો મોહનજી
રાય ગૃહીને ઉતારો મોહનજી
આ સંસારમાં છે દુઃખનો રે દરીઓ
તેનાથી પાર ઉતારો......મોહનજી ભવસાગરથી
જોયો સંસાર આ સ્વાર્થથી ભરેલો
આશરો લીધો મ્હેં તો તારો......મોહનજી ભવસાગરથી
સગા સંબંધી સુખનારે બેલી
દુઃખમાં નથી એ મારો......મોહનજી ભવસાગરથી
શરણું લીધુ છે માટે દાસને ઉગારો
શંકરને છે પ્રાણ પ્યારો......મોહનજી ભવસાગરથી

---

## ભજન ૪૯

ભજ કૃષ્ણ પ્રભુને પ્રેમ ધરી તું ભાવે
આ મોંઘો મનુષ્યાદેહ ફરી નહિ આવે
ખરો અવસર આવ્યો આજ અમુલખ ટાણું
નહીં આવે બીજીવાર ખર્ચતાં નાણું
આ સુતવીત્ત દારા સંપત્તી સર્વે જુઠી
આ મુકીને ઘરબાર જાઉં છે ઉઠી

---

## ૫૦

રાગ :—રસ ભીના હો રસ ભીના.

મારા હો કાન હો મારા હોકાન
મુકી ન જાશો મારા હો કાન.
મારા કાનની હું આજથી થઇ
હું તો તન મન વારી ગઈ.
છોડી જશો ન કાન હો મારા
એકલું રહેવાશે ના આપના વિના. મારા હો૦
તારી મોરલીમાં પાગલ થઇ
મારી શુધ બુધ વિસરી ગઇ
ઘેલી બની છું કાન હો મારા
એકલું રહેવાશે ના આપના વિના. મારા હો૦
દાસ શંકરે અરજી કહી
પ્રભુ હૃદય ઉતારી લઈ
ચીતડું ચોર્યું છે કાન હો મારા
એકલું રહેવાશે ના આપના વિના. મારા હો૦

---

## ૫૧

રાગઃ—બનકી ચીડીયાં

મેં દાસ પ્રભુકા બનકે મંદીર ખોલું રે
તારી મનોહર મુર્તી જોઇ મનમાં ડોલું રે. મેં૰
મેંને મુખ દેખા હે તુમારા
કભી છોડું ન સંગ તુમારા
તુમ ઘટઘટમેં મન સ્થલ સ્થલમેં બીન દેખે કભીના
છોડું મંદીર ખોલુ રે મેં૰
મેં ચરણ પાસ તુમ આવું
દર્શન કરી સુખને પાવું
તુમ દુર દુર મેં પાસ પાસ બીન પકડે કભીના છોડું
હરી હરી બોલું રે મેં૰
દાસ શંકરને લેના ઊગારી
ભવ સાગર જળસે તારી
તુમ દેત દેત મેં માગ માગ બીન લીએ કભી ના
છોડું ગીરધર બોલું રે. મેં૰

---

## માટલી

## ૫૨

મેલો મોહન મારી માટલી
હાંરે મારાં મહીડાં છલકાય જો
ભીંજાશે નવરંગ ચુંદડી
ઓ કાનુડા લાગુ તને પાય જો મેલો.
ગોકુળ ગામની ગોવાળણી રે
મહી વેચવાને જાય જો
સામા મળ્યા શ્રી કૃષ્ણજી
હાંરે મારાં મહીડાં લુંટીલુંટી ખાય જો. મેલો૰

કાનો વગાડે રૂડી વાંસળી રે
ઉભો જમનાને તીર જો
કદમે મઢીને વ્હાલો ઉતર્યાં
હાંરે હેર્યાં ગોપીયોનાં ચીર જો મેલો૦

પીળાં પીતાંબર પહેરીયાં રે
ગળે ફુલનો હાર જો
બાંહે બાજુબંધ બેરખા
હાંરે હરિને હૈયે છે હેમનો હાર જો મેલો૦

સાસુ હમારાં ખીજશે રે
નણદલ દેશે રે ગાળ જો
નાનો દીયેરીયો લાડકો
ઓ દેરાણી વખડાનું ઝાડ જો. મેલો૦

દાસ શંકરની વિનતી રે
સુણો ચતુર સુજાણ જો
ગાયે શીખે ને સાંભળે
હાંરે એનો વૈકુંઠમાં વાસ જો મેલો૦

---

## ૫૩

રાગઃ—એક થા સુદામાજી ઘર કનૈયા.

મુખડું તમારૂં જોઇ કનૈયા
હૃદય અમારૂં હરી ગયું છે. મુખડું.

નામ જપું હું પ્યારા પ્રીતમનું
હૃદય મંદીરમાં વસી રહ્યું છે.
કહાં હો કૃષ્ણ કહાં હો કનૈયા
મનડું અમારૂં ઢુંડી રહ્યું છે. મુખડું.

સકળ જગતમેં તુંહી તુંહી હો
બ્રમ અને પર બ્રમ તુંહી હો. મુખડું.
કહાં મેં ઢુંઢું કહાં મેં ખોજું
શંકર મંદીરમેં તુંહી બસે હો. મુખડું

---

૫૪.

મેં તો સો રહીતી બંસી કાહેંકો બજાઇ.
તેરી બંસીકા આવાજ મેને બાગોમેં સુના
ગજરા ગુંથ રહીતી બંસી કાહેકો બજાઈ
તેરી બંસીકા અવાજ મેને પનઘટપે સુના
ગગરી ખેંચ રહીતી બંસી કાહેકો બજાઇ
તેરી બંસીકા અવાજ મેને કુંજન મેં સુના
દધી એચ રહીતી બંસી કાહેકો બજાઈ.
તેરી બંસીકા અવાજ મેંને ગોકુલમેં સુના
રાસ ખેલ રહીતી બંસી કાહેકો બજાઇ
તેરી બંસીકા આવાજ શંકરને સુના
મેં તો ભાન ભુલીથી બંસી કાહેંકો બજાઇ.

---

૫૫

રાગઃ—જીવનકે ચરણો મે રહેતે તારે

મુજે દર્શન દેના કૃષ્ણ પ્યારે
તુમી વ્યાપક હો જલથલમેં સારે. મુજે૦
રાત કનૈયા બનકે તુમ આયે
સુઈ રાધાકો તુમને જગાયે. મુજે૦
કાના રાતકો તુમ યહાં આયે
મોરી નિંદકો તુમને છુડાયે. મુજે૦

રાધા મખન ખાનેકો આયા
ઓહી ખાનેકો તુમકો જગાયા. મુજે૦
તુમ બીના પુછે ઘર કયું આયે
તુમને મખનકી મટકી ફુડાયે. મુજે૦
રાધા તુમારે હાથસે ખીલાવો
થોડા મીત્રો કે લીયે દીલાવો. મુજે૦
શકર ચર્ણોમેં તુમારે આયા
પ્રભુ મેરે હૃદયમેં એ ભાયા. મુજે૦

---

## ૫૬

રાગ:—કાલીંગડો

મધુરો સ્વર કયાં થકી આવે છે
અમૃત વૃષ્ટિ વરસાવે છે, મધુરો
અતિ પ્રિય શ્રવણને લાગે છે
વનમાં વાંસલડી વાગે છે મધુરો
ગાય ગોપી સૌ સ્તબ્ધ થયાં
યમુના જળ જોને શાંન્ત રહ્યાં મધુરો
પશુ પક્ષિ વિચરવું ત્યાગે
છે વનમાં વાંસલડી. મધુરો
જુવો તપધારીએ તપ મુકયાં
ધ્યાનિ મુનિએ સૌ ધ્યાન ચુકયાં મધુરો
નર નારિ નિદ્રાથી જાગે
છે વનમાં વાંસલડી મધુરો
સખી મોહનને મળવા ચાલો
મધુવનમાં નંદતણો લાલો. મધુરો
શંકરને મોહન ભાવે છે
વનમાં વાંસલડી મધુરો

## ૫૭

( રાગ:—જે. જેવંતી. ભજન )

મોરે મંદિરમેં આવો પ્રભુજી
મન મંદીર હે સુંદર મેરા
પ્રેમકી જ્યોતી જગાવો......પ્રભુજી
વૃંદાવન કી કુંજ ગલનમાં
ફરીથી રાસ રચાવો......પ્રભુજી
ગોપ મંડળી સાથ લઇને
વનમાં ધેનું ચરાવો......પ્રભુજી
શંકર કો પ્યારા હે કનૈયા
જ્યોતમે જ્યોત મીલાવો......પ્રભુજી

---

## ભજન ૫૮

[ રાગ:–ઝાલર વાગેને વાલો હરીરસ ગાય ]

મોરલી વાગીને ગોપી ભાન ભુલાય
કાળા કાનાને શોધવા જાય
ક્યાંરે ગયો મારો ચીતડાનો ચોર
મીઠી મોરલી વાગે ઘનઘોર
ઘેલી બનીને રાધા ભાન ભુલી જાય
મોહનને મળવા મન અકળાય
જાવ જાવ કપટી કાળા ઓ કાન
ભૂલી ગયાં શું રાધાનું ભાન
ઘેર ઘેર કાનો શોધતી ફરૂં
વ્હાલા પ્રભુ વિના ઝુરી હું મરૂં
શોધતી ચાલી યમુનાને તીર
ભાળ્યું ત્યાં તો ગોપી નદીમાં નીર

વસ્ત્ર ઉતારી ગોપી ન્હાવાને જાય
પટકુળ લઇ કાનો કદમ ચઢી જાય

---

## ભજન ૫૯

(રાગ નંદરાણી તમારો કાનો)

મન માન કહ્યું હવે મારૂં ગાઇ લે રાધેશ્યામ
કોઈ નથી અહીં તારૂં ગાઈ લે રાધેશ્યામ
માત પીતા ઓર કુટુંબ કબીલા
જુઠી જગની એ સબ લીલા
રડતા સ્વાર્થના સારૂ.........ગાઇ લે રાધેસ્યામ—મન.
ધન જોબન સબ જાણો જુઠી
કાંઈ નહિ આવે સાથે મુઠી
છતાં કહે છે મન મારૂ.........ગાઈ લે રાધેશ્યામ—મન.
પીતા કહે છે પુત્રજ મારો
એની કહે છે ભાઇ રૂપાળો
અંતે ન કોઇએ તારૂં.........ગાઈ લે રાધેશ્યામ—મન.
દાસ શંકર એ પ્રભુની માયા
મોટા મુનીજન ત્યાંજ ભુલાયા
સમજે તો લાગે અકારૂ.........ગાઈ લે રાધેસ્યામ—મન.

---

## ૬૦

(રાગઃ—કાયા કા પીંજરા ડોલે રે)

મન હરનિશ હરીગુણ ગાને રે
આ દેહ ફરી નહિ આવે
મન ભૂલ્યો શું તું ભટકે
જીવ માયા માંહી પટકે

અંતે લક્ષ ચોરાસીમાં લટકેરે
આ દેહ ફરી નહિ આવે
મીથ્યા લવરી તું કરતો
મદ મોહ મહીં તું ફરતો
સત્ કર્મ કાંઈ ના કરતો રે
આ દેહ ફરી નહિ આવે
તારૂ તન ધન જોબન જાશે
પાછળ પસ્તાવો થાશે
યમદૂતનો માર તું ખાશેરે
આ દેહ ફરી નહિ આવે
દાસ શંકર કહે છે સાચુ
મન રામ ભજનમાં રાચ્યું
હું હરનીસ પ્રભુને જાચુરે
આ દેહ ફરી નહિ આવે

---

## ભજન ૬૧

( રાગ :—મોહે પ્રેમકે ઝુલે )

મેરા કૃષ્ણ કનૈયા બતાદો કોઈ
કૃષ્ણ વિના હું ઘેલી ફરૂં છું
મેરા પ્રીતમ પ્રભુકો દીખા દો કોઈ —મેરા
કૃષ્ણ કૃષ્ણ હું મુખથી કરૂં છું
મેરા દીલકી લગીકો બુઝાદો કોઈ —મેરા
યમુના કીનારે બંસી બજાવે
એ મધુરો સો નાદ સુના દો કોઈ —મેરા
નાદમાં હું તો મસ્ત બની છું
એ મસ્તીને શંકર નીભાવે કોઇ —મેરા

---

## ભજન ૬૨

મોરલી વાગીરે વાગી
હું તો ઝબકીને ઉંઘથી જાગી રે મોરલી
એ મોરલીમાં મારૂ મનડુ ઘેરાણું
બાવરી થઈને ભાગી રે મોરલી
માંખણ વેચવા ગોકુલમાં જાતી
મનમાં ઘણી મલકાતી રે મોરલી
સામે આવીને ઉભો કાનુડો
દાણ એ લેતો માગી રે મોરલી
દાણ અમારૂ આપીને રામાં
એકલડી કયાં તું જાતી રે મોરલી
તારી માતાએ તુને રખડતી મેલી
કેમ કરી જાશો ભાગી રે મોરલી
દાસ શંકરના સ્વામી રસીલા
સુરતા લાગી છે મને તારી રે મોરલી

---

## ૬૩

મારા હૃદય મંદીરમાં રહેજો
અંતરની વાતો કહેજો મારા.
દીન જનને દર્શન દેશો
મુજ હૃદય કમળમાં રહેજો. મારા.
સંત સેવા મુજને દેજો
એ અરજી ઉરમાં લેજો. મારા.
ભક્તિ તુજ ચરણે દેજો
વૃત્તિ તમ ચરણે રહેજો. મારા.
શંકરની વિનતી લેજો
પ્રભુ હૃદયે શાન્તી દેજો. મારા.

## ૬૪

યા કનૈયા મોરલીવાલે કરદો બેડા પાર
કરદો બેડા પાર કનૈયા ભક્તન કે શીરતાજ—યા કનૈયા
ગોકુલ મેં હાં રાસ રચાયા
માખણ ચોર કે ખુબ ઉડાયા
તુમ હો મુરલીવાલે. ,,
જમનાજી કે તટ પે આયે
બંસી બંજાકે ગૌવા બુલાયે
તુમ હો ગૌવા વાલે. ,,
કંસ મામા કો રણ મેં મારા
નિશીચરોકા સૈન્ય સંહારા
તુમ હો મારન વાલે. ,,
દાસ શંકર કી વીનતી સુનિયે
સેવક તુમ અપના કર લીજીયે
તુમ હો દીન દયાળા ,,

---

## ભજન ૬૫

[ રાગ:—જાઓજી નંદકીશોર ]

યમુનાને તીરે આવો સ્યામ......મોહનમારા
આવોને અંતરના આરામ......મોહનમારા
પ્રીતે વાંસલડી વાગી સાંભળવા હું તો ભાગી
ભુલી ત્યાં મનડા કેરા ભાન......મોહન મારા યમુનાને
ગોકુલની ગોપી આવી મહીડાને માંખણ લાવી
પ્રીતે જમોને મારા શ્યામ......મોહન મારા યમુનાને
જાતી યમુનાને ઘાટે આવ્યો એ સામી વાટે
માંગ્યા તે મહીડાં કેરા દાન......મોહનમારા યમુનાને

તું'તો તે કપટી કાન્હો જવાદે છાનો માનો
હજુ ના આવી તુને શાન......મોહનમારા યમુનાને
મારગડો શાને રોકો મોહનજી પાલવ મુકો
ધરતી હું નટવર કેરૂં ધ્યાન......મોહનમારા યમુનાને
શંકરના સ્વામી ગ્રેલા નીરખ્યા મ્હેં અંતર છેલા
ભક્તિના દેજો અમને દાન......મો.. મારા યમુનાને

---

## ૬૬

રાગ કાલિંગડો

રંગ લાગ્યો મને તારો રંગીલા રે
રંગીલા રે અલબેલા રે... રંગ.
જનમો જનમ રણછોડરાય વ્હાલા
વ્હાલા સંગ ન છોડું તમારો રે. ,,
મેં તો રે મારા મન વશ કીધો
વ્હાલો છેલ છબીલો ડાકોરવાળો ,,
રજની થોડી ને રંગ ઘણેરો
વ્હાલા ચીત્ત ચોંટયું તુજ ચરણુમાં રે ,,
આવો તો મન મેલીને મળીયે
વ્હાલા સંસાર સાગરથી તારો. ,,
મોર મુગુટને જરકશી જામો
વ્હાલા શોભે જશોદાનો લાલો રે. ,,
ભલે મળ્યા શંકરના સ્વામી
રાધાનો વર એ ઉપાળોરે... ,,

---

## ૬૭

( રાગ—કાલીંગડો )

રામ નામ હૃદય ઉભરાય છે.
ઉભરાય છે ઉભરાય છે. રામનામ

ભજનો ગાતાં શાન્તી થાતાં
હરખે હૈયું મલકાય છે. રામનામ
આનંદમાં દીલ મગ્ન થવાથી
નયનોથી નિર છલકાય છે. રામનામ
સીતળતામાં અંતર રમતાં
ત્રિવીધી તાપ બુઝાય છે. રામનામ
રોમે રોમે રામ રંગેલા
દુનીયાનું ભાન ભુલાય છે. રામનામ
શંકર રંગ્યો રામ ભજનમાં
હરનીશ એ ગુણ ગાય છે. રામનામ

---

## ભજન ૬૮

(રાગ :—મીઠા લાગ્યા તે મને આજના ઉજાગરા)

રહી જાવો શ્યામ તમે આજની રાતલડી
વિનવે આ ભોળી ગોવાલણી
રહી જાવો શ્યામ તમે આજની રાતલડી.

કંકુ કેસરથી વ્હાલા સાથીઆ પુરાવશું
આંગણામાં પાડું સારી ભાતડી—રહી જાવો

આસો પાલવના તોરણ બંધાવશું
ફુલડા વેરાવું સારી વાટડી......—રહી જાવો

સુના મંદીરીઆમાં જ્યોત જગાવશું
મીઠી કરીશું વાલા વાતડી—રહી જાવો

મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
જોતાં ઠરે છે મારી આંખડી—રહી જાવો

---

## ૬૯

રાગ:—મારૂં વતન

વ્હાલું લાગે રાય રણછોડનું નામ
રણછોડનું નામ એ છે વૈકુંઠનુ ધામ. વ્હાલું૦
જેને ભજ્યાથી ભવભવ ટળશે
કોટી હજો મારા દંડ પ્રણામ વ્હાલું૦
પ્રિતમ પ્રભુને પ્રેમેથી ભજશે
સંસાર સાગર સહેજેથી તરશે. વ્હાધું૦
તન મન ધનથી જે પ્રભુને ભજશે
કુડી માયા તેને કંઈ નવ કરશે. વ્હાલું૦
દાસ શંકર પ્રભુ ચરણે રહેશે
વ્હાલું લાગે મારા પ્રભુજીનું નામ. વ્હાલું.

---

## ભજન ૭૦

[રાગ—હોરી]

વહેલા આવોને સુંદીર શ્યામ—શ્યામ—શ્યામ—
મુર્તિ તારી જોઈ મનોહર
નીત્યં ધરૂં છું તારૂં ધ્યાન—ધ્યાન—ધ્યાન— વહેલા—
ભકતો તણી પ્રભુ વારે ચઢીને
કરો હૈયા કેરી હામ—હામ—હામ— વહેલા—
માલા જપું છું પ્યારા પ્રીતમની
મુંખે બોલું છું શ્યામ—શ્યામ—શ્યામ— વહેલા—
નરસીહ મહેતા ને ભક્ત સુદામાના
હેતે કર્યાં અનેક કામ—કામ—કામ— વહેલા—
દાસ શંકર કર જોડી કહે છે
દેજો ભક્તી કેરા દાન—દાન—દાન— વહેલા—

## વંદન

### ૭૧

એક પંજાબી ગાયનના રાગને મળતો

વંદન વંદન વંદનહો જય દુઃખ હર દશરથ નંદન રામ
અરપન તન મન ધન તવ ચરણુન દાનવ દુષ્ટ નિકંદન રામ વંદન
રઘુકુલ કમલ દિવાકર ઉજ્વલ
વેદ દશિપથ મંડન નિર્મલ
ન્યાય નીતિકી નૈયાસેં ભવ સિન્ધુ પાર ઉતારન રામ વંદન
સત્ય બચન પાલક દઢ વ્રત ધર
આશ્રિત ભક્ત અભયકર પ્રીતીકર
એક પત્ની વ્રત નેક ટેક બલ મોહ પિશાચ બિદારન રામ વંદન
વામ સિતા સતિ સોહત સુંદર
લખન દાહિને ઔર વિજયકર
ભરત શત્રુઘ્ન હનુમન સબકે પ્રાન જીવન શુભ દાયક રામ વંદન
રાકા શશિવર મુખ તવ નિરખત
દૈવી સૃષ્ટિ સિન્ધુ ઉર સુખરત
ભક્ત જીવ વિધ વિધ તરંગ સબકો નિત આપ સહાયક રામ વંદન
'સંતજન' જાપ જપત તવ હરદમ
તવ સુકૃપા અહી પાય ગુરૂગમ
પોષક રક્ષક સબ બિધ મેરે સબ દિન સુખકર ધનધન રામ વંદન

---

## કળયુગના વાયરા

### ૭૨

( મીઠા લાગે છે મ્હને—એ રાગ )

વાયા આ વિશ્વ વિષે કળયુગના વાયરા
ભૂલાવે તન મનનાં ભાન રે૦ કળયુગના૦ વાયા૦
કળજુગના વાયરા—ભૂંડીઆ એ વાયરા૦ વાયાં૦

## ૫૩

પળ પળ હજાર લોક પડે પાપ પંથમાં
નિર્બળ મન ફેરાં નિશાન રે૦ કળયુગ૦ વાયા૦
બૂરાઈ સાગરેથી બૂડતા બચાવવા
શ્રી હરિને હાથ છે સુકાન રે૦ કળયુગના૦ વાયા૦
સળગેલા સંસારે દયા એક હરિની
શાન્તિ કેમ પામવાનું સ્થાન રે૦ કળયુગ૦ વાયા૦
પુણ્ય પાપ કેરું મહા ગુંચવાળું કોકડું
ઉકેલે શુભ દેતાં બલિદાન રે૦ કળયુગ૦ વાયા૦
દાનવી લીલાની દુર્ગન્ધતા નીવારવા
ગૌરવ ભરેલા ગુરૂજ્ઞાન રે૦ કળયુગ૦ વાયા૦
સદગુરૂને ચર્ણે શર્ણે 'સંતશરણ' સુખી થયું
દશ દિવ્ય દિલડાનાં દાન રે૦ કળયુગ૦ વાયા૦

---

## ૭૩

[રાગ—સુનો સુનો અબ રે પ્રાણી]

સુનો સુનો (૨) સબાકે પ્રાણી
પલકા ખબર કોઈ નહીં જાની. સુનો
તુમ માયા મેં ક્યા કરતે
કહું નહીં પ્રભુ મુખસે લે તે
શીરપે કાળ ખડા હે ભારી. ,,
અનન્તવે પ્રભુ કે મસ્તાની
મુખસે ગાવો પ્રભુકી બાની
પ્રભુસે ના કરના સેતાની ,,
શંકર તુમ શરણે લેના
સદ બુદ્ધિ હમરે દેના
આપકી મુર્તી હૃદયમાં લાની ,,

---

## ૭૪

રાગ :—જવું છે જમુનાજીને તીર મને કાંકરી વાગે.

સખી જોને મટકી ચોરી જાય
માખણ ચોર કનૈયો.
મહીંડાં છાનાં ચોરી ખાય
માખણ ચોર કનૈયો.

વૃંદાવન વાટે ઘાટે, ફરતી કાનુડા માટે
બાંધુ પણ છળથી છટકી જાય
માખણ ચોર કનૈયો...સખી૦

માનું છું પાડ તમારો, યશોદાજી એને વારો
નગણો છે નંદ દુલારો, કાળો પણ કામણગારો
કેવાં એ દુઃખડાં દેતો જાય
માખણ ચોર કનૈયો...સખી૦

ગોકુળમાં ગાયો ચારી માશી પુતનાને મારી
એવાં એ કામો કરતો જાય
માખણ ચોર કનૈયો...સખી૦

જાતી જમુનાને ઘાટે, મળતો એ સામો વાટે
મારાં એ મનડાં હરતો જાય
માખણ ચોર કનૈયો...સખી૦

પીળાં પીતાંબર શોભે, નિરખતાં મનડું લોભે
દાસ શંકરનો હૈયા હાર
માખણ ચોર કનૈયો...સખી૦

---

## ૭૫

રાગ કાંટો વાગ્યો રે.

સખી આવ્યો કનૈયો મારે આંગણે
ઘડી ઘડીએ દર્શન દઈને આડો અવળો જાય, **સખી**

સખી પહેલા દીઠાતા ગોકુળ ગામમાં
નંદ બાવાના ઘેરે એ તો ગાયો ચારવા જાય સખી
સખી છાના માના છીંડેથી આવતા
ધીરે ધીરે આવીને એ તો માખણ ચોરી ખાય સખી
સખી યમુનાના તીરે વાગે મોરલી
નાદમાં હું તો ઘેલી બનીને સુધ બુધ વીસરી જાય સખી
સખી દાસ શંકરના સ્વામી શોભતા
ભક્તો તણી પ્રભુ વ્હારે ચઢીને દર્શન દેવા ધાય સખી

---

## ૭૬

સુનાદે સુનાદે સુનાદે, કૃષ્ણ કાન
ઓ મોરલીકા નાદકો સુનાદે કૃષ્ણ કાન.

યમુના તટપે બંસી બજાઇ
વ્યાકુલ હો ગોપી સબ આઇ
બજાદે બજાદે બજાદે કૃષ્ણ કાન. ઓ મોરલી.

વો મોરલી હે પ્રાણ હમારા
દીલકો હરતી બંસી હમારા
મીલાદે મીલાદે મીલાદે કૃષ્ણ કાન. ઓ મોરલી.

બન ઢુંઢી ઉસ મોરલી કો
ગલી ગલી ખોજત શ્યામ સુંદર કો
બતાદે બતાદે બતાદે કૃષ્ણ કાન. ઓ મોરલી.

દાસ શંકરની સુનીયે વીનતી
હૃદય મંદીરમેં સ્તુતિ કરતી
રટાદે રટાદે રટાદે કૃષ્ણ કાન. ઓ મોરલી.

---

## ભજન ૭૭

(રાગ લાવણી)

સુનો ભક્તજનો સૌ વાત અનુપમ સારી
પ્રભુ આવ્યા ડાકોરમાંય સદા સુખકારી
તે કથા કહું ધરી પ્રેમ હૃદયથી આજ
થાય પાવન સહુ નરનાર જગત સમાજ
અતિ અધર્મ થયા અપાર જગતમાં જ્યારે
ત્યારે થયાં હરી અવતાર નંદકુમારે
થયાં નરનારી બહુ ભ્રષ્ટ. અધર્મે ઘોર
મહા પાપ કરે પાપી પાખંડી ચોર
તે જાણ્યું શ્રી જગદીશ હૃદયની માંય
હરી હણવા ભૂમી ભાર કરી ઉપાય
હરી ભક્તજનોને લેવા શરણે આજે
પ્રભુ પધાર્યા ડાકોરમાંય બોડાણા કાજે
પ્રીતે વંદુ છબી શ્રી ડાકોર પ્રભુની આજે
પ્રેમામૃત શંકર આજ પ્રભુજી પાજે

---

## ભજન ૭૮

રાગ સમી સાંજના

સ્યામ મારે મંદીરીએ આવજો રે...બાંધી મહુલી પ્રેમની
સાથે બાલ ગોવાળ તેડી લાવજો રે ...,, ,, ,,

સખી

નીરમળ જળ યમુના તણા કરશું ત્યાં પ્રીય પાન
મીઠા સુર મોરલી તણા ગાશુ મધુરા ગાન
મારા મીઠા મહેમાન તમે આવજો રે બાંધી મહુલી પ્રેમની સ્યામ

સખી

કુંજન વન રળીયામણું રમશું ત્યાં પ્રભુ રાસ
ચંદ્ર ખીલ્યો રજની વિષે પુરશુ મનની આશ
મારા પ્રિતમ સલુણા ઘેર આવજો રે બાંધી મહુલી પ્રેમની સ્યામ.

સખી

ભગુભાણની બાળકી રાધા મારૂં નામ
પ્રીતે પ્રભુજી આવજો બસાણા મારૂં ગામ
કહાન માખણ ખાવાને વેલા આવજોરે બાંધી મહુલી પ્રેમની સ્યામ.

સખી

છેવટની આ વિનંતી અબળા ધરતી ધ્યાન
વહેલા આવો શામળા ગોકુળના હો કાન
દાસ શંકરના મંદિર સોહાવજોરે બાંધી મહુલી પ્રેમની સ્યામ.

---

## ૭૯

[મોહા લાગ્યા છે મને વ્હાલાના આ ઘુંટડા. એ રાગ]

સદ્ગુરૂના બોલ મ્હને શ્વાસેશ્વાસ સાંભરે
એક એક બોલ એ અમોલ રે૦ સદ્ગુરૂના૦
જગહિતના જીવનના મંત્રભર્યાં બોલમાં
જુગજુના જગદીશના કોલ રે૦ સદ્ગુરૂના૦
નસનસમાં નૂર ભરે નિત્ય નવીન ભાતનાં
અંતરને રાખતા અડોલ રે૦ સદ્ગુરૂ૦
ઉઘડયાં પ્રારબ્ધ મ્હારાં પૂર્વ તણા પુણ્યથી
બજયા વિજય અનહદના ઢોલ રે૦ સદ્ગુરૂ૦
બોલ બોલ મર્મમાં બ્રહ્માંડ ભાવ છે ભર્યાં
સુમજે સુખ મળે થતાં ખોળ રે૦ સદ્ગુરૂ
સદ્ચિદ્ આનંદરૂપ "સંતજન" સુ શોધમાં
કાયમ સૌ કરીએ કલ્લોલ રે૦ સદ્ગુરૂના૦

### ભજન ૮૦

હરિ બોલ હરિ બોલ હરિ બોલ હરિ બોલ
હરિ હરિ મુખસે આજ કરેંગે
અમૃતવાણી હીરદે ધરેંગે
ભક્તિ કા માલ ભરેંગે ......હરિ બોલ
કૃષ્ણ પ્રભુકા દર્શન કરેંગે
ધર્મ નિતીકે રસ્તે ચલેંગે
પ્રભુકે ચર્ણો રહેંગે ......હરિ બોલ
મુખસે ગોવિંદ ગોવિંદ કરેંગે
પ્રભુ મૂર્તિકા ધ્યાન ધરેંગે
માયા કો દૂર કરેંગે ......હરિ બોલ
એવા પ્રભુકી દીલસે કરેંગે
તન મન ધન ચર્ણોમાં ધરેંગે
જીવન સમર્પણ કરેંગે ......હરિ બોલ

### ભજન ૮૧

(રાગ ગોકુળ વહેલા પધારજો રે)

હરીજન વહેલા પધારજો રે
મનુષ્યા દેહનો લાવો લેવા હો લાલ......હરીજન
આ તો અવસર પલ પલ જાય છે રે
આજ પ્રેમે પ્રભુના ગુણ ગાવા હો લાલ...હરીજન
સંસાર સાગર દુઃખનો દરીઓ રે
એમાં ભૂલો પડયો છે જીવ મારો હો લાલ...હરીજન
હરીના નામનું નાવ બનાવજો રે
બંસી ભવજળ સાગર તરવા હો લાલ...હરીજન
આ તો કુડી માયા ને કુડા માનવી રે
કુડો કુડો જગત વહેવાર હો લાલ......હરીજન
સદગુરૂ ચરણોમાં શંકર બોલીયા રે
લ્હાવો હેતે પ્રભુનો લેવા હો લાલ......હરીજન

## ૮૨

( રાગ :—સો સો વરસોના વ્હાણા )

હાંરે મને ગોકુલ જોતાં કનૈયો સાંભળે
સાંભળે મુને નંદ તણો એ લાલ રે...જસોદાના કુંવર. ગોકુલ.
માખણ ખાવાને વાલો મારો આવતા
કહાના તુને હજુ ના આવી સાન રે...જસોદાના કુંવર. ગોકુલ.
યમુના કીનારે વાલો આવતા
માંગતા કાંઈ મહીંડા કેરા દાન રે...જસોદાના કુંવર. ગોકુલ.
મીઠી વગાડતા વહાલો મોરલી
ભુલી મારા મનડા કેરા ભાન રે...જસોદાના કુંવર. ગોકુલ.
વૃંદાતે વનમાં રાસ રચાવતાં
રોમે રોમે લાગ્યુ તારૂ ભાન રે...જસોદાના કુંવર. ગોકુલ.
સુના મંદીર સુના માળીઆ
શંકર ધરતો નીત્યે તારૂ ધ્યાન રે...જસોદાના કુ'વર. ગોકુલ

---

## ભજન ૮૩

રાગ :—બોલેંગે જી બોલેંગે.

શ્રી હરિ હરિ હરિ મુખ બોલેંગે
હાથમેં હરિસા હીરલા આવ્યા
જ્ઞાન તરાજુમેં તોલેંગે......શ્રીહરિ૦
હરિ કે નામકી ધૂન મચાકે
હરદમ નયનકો ખોલેંગે......શ્રીહરિ૦
હરદમ હરિકા ધ્યાન ધરેંગે
આસનસે નહિ ડોલેન્ગે......શ્રીહરિ૦
સંતજન સદગુરૂ શબ્દ સુનાયા
રગ રગ હરિરસ ઢોલેંગે......શ્રીહરિ૦

---



श्रीमत्परमहंस परिव्राजकाचार्य गीताव्यास
लोकसंग्रही श्री १०८ जगद्गुरु महामंडलेश्वर
स्वामी श्री विद्यानंदजी महाराज.

## ૮૪

## ૐ તત્ સત્

### શ્રી કૃષ્ણ ગોવીંદ હરે મુરારે.
### હે નાથ નારાયણ વાસુદેવ.

આજ કળિયુગમાં પરચા પુર્યા, સ્વામીજી ગીતા માતાજી સત્ય છે;
ભાવિક ભક્તોએ જ્ઞાન રસ પીધાં. સ્વામીજી ,, ,, ,,

પ્રથમ કીધું કરનાળી ગીતાધામ, સ્વામીશ્રીએ ત્યાં કીધો મુકામ,
સૌને દર્શન કરવાની ઘણી હામ. સ્વામીજી.........

ગીતા મંદીર વડોદરે સ્થાપ્યું, તેનું નિમિત્ત રણછોડભાઈને આપ્યું;
આજ ગીતાજ્ઞાન ચરાચર વ્યાપ્યું. સ્વામીજી.........

અમદાવાદમાં મુકામ ગુરૂએ કીધો. ચૌદ વર્ષ ગીતાનો બોધ દીધો;
પ્રગટ રૂપે પ્રભુએ આજ કીધો. સ્વામીજી.........

બોરડી માલે ગીતાજી પધરાવ્યા, શેઠ હીંમતલાલે હર્ષથી વધાવ્યા;
આજ પીયરથી સાસરે પધાર્યાં. સ્વામીજી.........

વૃન્દાવનની શોભા જુઓ સારી, અહીં ખોલી ગીતાની આજ બારી;
પ્રગટ નીરખી લ્યો નર ને નારી. સ્વામીજી.........

જમનાદાસ દયાળ જુનુ નામ, બન્યા અમર દઇ ભુમીનાં દાન;
ગીતા મંદીર થશે દિવ્યધામ. સ્વામીજી.........

બ્હેન જયકોર ને માણેકલાલભાઇ, બન્યાં નિમિત્ત લઇ આગેવાની;
બન્સીવાલાની સહાય સાથ રાખી. સ્વામીજી.........

દાસ શંકરની વિનતિ સ્વીકારો, સ્વામી નીત્ય ગીતામૃત પાઓ;
અંતે જ્યોતિમાં જ્યોતિ મિલાવો. સ્વામીજી.........

---

## ભજન ૮૫

(રાગઃ–કહીંદો કહીંદો કામણગારા)

આવો આવો કાનજી કાળા...તમે મુકી મનના ચાળા...
છો સુંદીર શ્રી રઢીઆળા

તારી મુર્તી મનોહર જોઈ, મનની શુધ બુધ સર્વે ખોઈ
હું તો જપતી તારી માળા, દર્શન આપોને ગોવાળા...
છો સુંદીર શ્રી રઢીઆળા...આવો૦

જ્યારે જોયા યમુના તીરે, આવી જોવા ધીરે ધીરે
નીરખ્યા મોહન મોરલીવાળા, માર્યા અંતરમાં ઉછાળા
છો સુંદીર શ્રી રઢીઆળા...આવો૦

માથે મુંગટ મણીનો શોભે નીરખી મનડું મારૂ લોભે
મારા અંતરના છોગાળા, તમે મીઠી મોરલીવાળા
છો સુંદર શ્રી રઢીઆળા...આવો૦

વાલમ અરજી ઉરમાં ધરજો, મારા સંકટ સર્વે હરજો
શંકર નીત જપતો માળા, ઉર વસજો શ્રી ગોપાળા
છો સુંદીર શ્રી રઢીઆળા...આવો૦

---

## ભજન ૮૬

આવો વૈકુંઠના આધાર તમને વંદુ વારંવાર
પ્રગટ પ્રભુ પુરૂષોતમ પ્યારા સકળ ઇશના ઈશ
ઉત્પતિ સ્થિતિ કરતા પ્રલય કરો જગદીશ...તમને વંન્દુ
ધર્મ સ્થાપવા ધરણી ઉપર આવ્યા છો અવતારી
અનેક જીવો ઉદ્ધારવાને મ્હેર કરી મોરારી...તમને વન્દુ
ગજ છોડાવ્યો ગુણકા તારી અજામેલ ઉગાર્યો
પ્રલ્હાદનું પાલન કીધું હીરણાકશ્યપને માર્યો...તમને વન્દુ
રાવણ માર્યો સીતા વારી વિભીષણને સ્થાપ્યો
વામન રૂપે વપુ વધારી બળી ચર્ણને ચાંપ્યો...તમને વન્દુ

અનેક કામ છે અલબેલાના ગણતા નાવે પાર
અરજી શંકર દાસ કરે છે રણછોડ કરજો વાર...તમને વન્દુ

---

### ભજન ૮૭

આ સંસાર મારે જન્મ્યા ગોવીંદના ગુણ ગાવા
ગોવીંદના ગુણ ગાવા પ્રેમે હરીરસ પીવા પાવા...આ સંસાર
લક્ષ ચોરશી ફેરા ફરતા મળ્યો આ માનવ દેહ
ભવ સાગર તરવાનું નાવ એ. એમાં નહિ સંદેહ...આ સંસાર
ચેત સવેળા ચેત પ્રાણીઆ ભાવે ભજ ગોપાળ
જો વીસરીયો વનમાળી તો થાશે ભુંડા હાલ...આ સંસાર
જડ પત્થર પણ લાંબે દાડે દોરડી એ છેદાય
બુદ્ધી વંત નર એથીરે હીણા તો નહિ હરી ભજાય...આ સંસાર
નફ્ફટને શું કહેવું વધારે કહેતા ન આવે લાજ
તેજીને તો ટકોર બસ છે સનું સુધરે સંસાર...આ સંસાર

---

### ૮૮

આવો આવો હો રામ નામ ઝીલવાને
ઝીલવાને હોંસે બોલવાને ...આવો.
રામ નામનો મહીમા મોટો કહેતાં ન આવે પાર
રામ નામ ઉચ્ચારણ કરતાં, વાલમીક ઉતર્યા પાર ,,
રામ નામનો મર્મ ઘણો છે સમજે ચતુર સુજાણ
રામ નામથી પત્થર તરીયા, મહીમા પ્રભુનો જાણ ,,
અહલ્યા તારી ભકત ઉગારી અજામેલ ઉગાર્યો
ગજેન્દ્રને તમે જળથી ઉગારી મગરમચ્છને માર્યો ,,
દાસ શંકરના સ્વામી સલુણા અનેક ભકતો ઉગાર્યા
દીનદાસને દર્શન દઇને દુઃખડાં સૌ નિવાર્યાં ,,

---

૮૯

આવો આવો ડાકોરના વાસી
રહો અમારી પાસ
રહો અમારી પાસ રણછોડ
રહો અમારી પાસ. આવો૦
કંઈ દીન વીત્યા દર્શન વિના
જીવડો અતિ મુંઝાય
નહિ આવો તો પ્રાણજ જાશે
જાશે તારી લાજ. ,,
અરજ સુણીને વહેલા આવો
લાગુ તમને પાય
દીન દયાળુ દર્શન દેજો
સફળ કરોને મારી કાય. ,,
દ્વારકાથી પ્રભુ ડાકોર આવ્યા
પુરવા મનના કોડ
ભક્ત બોડાણાનાં કાર્ય સુધાર્યાં
નામ ધર્યું રણછોડ. ,,
ભક્ત ઉદ્ધારણ ભુધર રાખો
ચરણ કમળની પાસ
શંકર કહે છે કરગરી વહાલા
પુરજો મનની આશ. ,,

---

૯૦

રાગઃ—હૃદયના શુદ્ધ પ્રેમીને.

અહો આ જગતની માંહી ધર્યો અવતાર શા માટે
લીધું ના નામ પ્રભુ કેરૂં જીવો જગમાંહી શા માટે
કંઇ તમ ભાગ્ય પ્રતાપે મળ્યા પ્રિતમ પ્રભુ તમને
હૃદયથી ઓળખ્યા નહી તો ધર્યો અવતાર શા માટે. અહો૦

પ્રભુ છે ધામના ધામી પ્રગટ પુરૂષોત્તમ નામી
જીવન પ્રભુને ધર્યું ના તો ધર્યો અવતાર શા માટે. અહો૦
લીધું પ્રભુ નામનું નાણું મળ્યું મનુષ્યા જનમ ટાણું
ભર્યું ના ભકિતનું ભાણું ધર્યો અવતાર શા માટે. અહો૦
પ્રભુના ગીત ગાવાને અચાનક મોકલ્યો શંકર
હૃદયથી ના કર્યું પુજન ધર્યો અવતાર શા માટે. અહો૦

---

## ૯૧

[રાગ—જીણા મોર ટહુકે છે]

આજ મારો વ્હાલો આવે છે મારા આંગણે
આજ મારો કૃષ્ણ બીરાજે મારા આંગણે
મારા તે આંગણે મારા મંદીરીયે. આજ.
મુખ પર મોરલી ને કાનોમેં કુંડળ
દીસે છે નંદનો રૂપાળો રે. આજ.
ગોકુળના ગોપને સાથે લઇને
માખણ ને ગોરસ ઉડાવે રે. આજ.
ગોકુલની ગોપીઓ ભેગી કરીને
રસીયોજી રાસ રચાવે રે આજ.
દાસ શંકરનો સ્વામી છબીલો
ગાયોના ધણને ચરાવે રે. આજ.

---

## ૯૨

રાગ ગઝલ

અમે તો પ્યારા પ્રભુના બાળ તારૂ નામ જપે શું આળ
એક વાટેથી આવ્યા સઘળા એજ વાટે જાવું
આ જગમાં મને વ્હાલુ લાગે રાય રણછોડનું નામ. અમે

પ્રગટ પ્રભુ પુરૂષોત્તમ પ્યારા વેગે આવો વ્હાલા
દીન જનોને દર્શન દેવા આવો નંદના લાલ. અમે
અનંત કોટી બ્રહ્માંડના સ્વામી ધામતણા છો ધામી
એવા પ્રભુને પ્રેમે ભજશે રહેશે વૈકુંઠ ધામી. અમે
દાસ શંકરના સ્વામી આવો કામકાજ મુજને કહાવો
અંતરમાં એ પ્રભુને ભજતાં ગોવીંદના ગુણ ગાવો. અમે

---

## ૯૩

આના આના રે મોહન મેરી ગલીયાં મેં
ઘસઘસ ચંદન લેપ લગાવું
ધોવું તોરી ચરણકી તલીયા. આના
તેરી કારણમેં હાર બનાવું
ચુન ચુન ફુલોકી કલીયા. આના
તેરી કારણ મેં ખાના બનાવું
માખણ મીસરીકી ડલીયાં. આના
તેરી કારણ મેં સેજ બીછાવું
શંકર બીછાદે મશરૂ તળાયા આના

---

## ૯૪

રાગઃ—આવો રમારમણરે મારે નેસલડે

આવો કનૈયારે મારે મંદીરીયે
માખણ ને મીસરી અપાવુ કનૈયારે. મારે મંદીરીયે૦
તું તો ગોવાળીયોરે ગોકુળ ગામનો
ગોપોની સાથે આવે કનૈયા રે મારે મંદીરીયે૦
છાનો માનો તું તો છીંડેથી આવતો
ગોરસનાં માટ ફોડાવે કનૈયારે મારે મંદીરીયે૦

ગોકુળની ગોપીયો ભેગાં કરીને
માંહી તું મોરલી બજાવે કનૈયારે. મારે મંદીરીયે૦
ખાંધે છે કામળી ને હાથમાં છે લાકડી
વાછરડાં ધાવતાં છોડાવે કનૈયારે મારે મંદીરીયે૦
ગોપ ગોપી સૌ ભેગાં મળીને
મીઠો એ રાસ રચાવે કનૈયા રે. મારે મંદીરીયે૦
દાસ શંકરનો સ્વામીએ સાચો
હૃદય મંદીરે બીરાજે કનૈયા રે, મારે મંદીરીયે૦

---

## ૯૫

રાગઃ—કાલીંગડો

આવો આવો ભજનમાં હેતે આવો
ગાવો ગાવો પ્રભુના ગુણ પ્રેમે ગાવો આવો૦
આ અવસર છે રામ ભજનનો
રામ ભજીને લ્યો લ્હાવો. આવો૦
હૃદય કમળમાં હેત કરીને
પ્રાણ પ્રીતમને પધરાવો. આવો૦
વિનતી છે આ ભક્તજનોની
પ્રભુ અમથી દુર તમે ના જાવો. આવો૦
અમે પ્રભુના પ્રભુ અમારા
હૃદય નિશ્ચય કરી લ્યો એવો. આવો૦
પ્રભુ રસના જે પુરણ ભોગી
લ્યો લાખેણો આ લ્હાવો. આવો૦
સતસંગ રૂપી તિર્થ મળ્યું છે
પ્રેમ કરી નિત તેમાં ન્હાવો. આવો૦
રામ નામનું નાવ બનાવો
ભવસાગર સેજે તરી જાવો. આવો૦

શંકર રસ બસ બનિયો તેમાં
મનુષ્ય જન્મનો લે છે લ્હાવો આવો૦

---

## ૯૬
## થાળ

જમો થાળ જીવણ જમવારી
બેસો મેલ્યા બાજઠીયા ઢારી
કટોરા કંચનની થાળી...... જમો.

કરી કાઠા ઘઉં તણી પોળી
મેલી ઘ્રત સાકરમાં બોળી
કાઢો રસ કેરીનો ગોળી...... જમો.

અથાણા શાક સુંદીર ભાજી
લાવી છું તરત કરી તાજી
દહી ભાત સાકર છે ઝાઝી...... જમો.

મરૂકડો લાવી હું જળ ઝારી
એલચી લવીંગ સોપારી
પાન બીડી બનાવી સારી...... જમો.

મુખવાસ મનગમતા લઇને
પ્રસાદીનો થાળ મુને દઇને
સીંહાસન બેસો રાજી થઇને...... જમો.

કમળે કસબનો પટકો
રાજેશ્વર ઓઢીને બેઠો
ભોમાનંદના સ્વામીને ભેટો...... જમો.

---

## થાળ. ૯૭

( રાગ :—માનો માનુની મોંઘા માનો )

જમવા આવોને મારા વ્હાલા ઓ મોરલીવાળા
પ્રેમે જમાડુ મારા વ્હાલા ઓ મોરલીવાલા
થાળ કર્યો મ્હેં સારો પ્રીતે જમવા આવો
પ્રિતે જમાડુ મારા વ્હાલા ઓ મોરલીવાલા...જમવા૦

### સાખી

કર્યા પેંડા અને બરફી મગસ લાડુ અને પુરી
સુતરફેણી અને ઘારી પછી તો વાત શું કહેવી
અથાણાં રાયતા ચટણી મુકી લીંબુ તણી ચીરી
કર્યા છે શાક મ્હેં તાજા થઈ છું હું ઘણી ઘેલી
વહેલા આવોને મારા વ્હાલા ઓ મોરલીવાલા...જમવા૦

### સાખી

દહીંને ઘી તણો દોરો કમોદનો ભાત મ્હેં કીધો
શરમાશો નહિ પ્રભુ મારા મુખેથી માગીને લેજો
ભરી જમુના જળે ઝારી પ્રિતે આરોગો વનમાળી
બનાવ્યાં પાનનાં બીડલાં લવીંગ એલચીને સોપારી
પ્રેમે વાવલીઆ હું તો ઢોળું ઓ મોરલીવાલા...જમવા૦

### સાખી

ધરાવ્યું હોય તે જમજો ન મનમાં રીસ કાંઇ લાવો
પધારો પ્રેમે શ્રી પ્રભુજી દયા સેવક ઉપર લાવો
દાસ શંકરના સુંદીર શ્યામ ઓ મોરલીવાલા...જમવા૦

---

## ૯૮

લેતે જાને રે શામળીઆ બીડી પાન પાન કી
કાથો ને ચુનો રામા લવીંગ સોપારી પ્યારે
બીડી બની છે નાગર પાન પાન કી...લેતે જાને રે
વંદ્રાવનમાં રાસ રમ્યો તો પ્યારે
જોડી બની છે રાધે શ્યામ શ્યામ કી...લેતે જાને રે
હમ તુમ મીલકે ચોપટ ખેલે પ્યારે
બાજી બની છે હીલો જાન જાન કી...લેતે જાને રે
ચંદ્ર સખી કહે ભજો બાલ કૃષ્ણ કુ.
જોડી બની છે રાધે શ્યામ—શ્યામ—કી લેતે જાને રે

---

## ૯૯

## આરતી.

કમળ નયન શ્રીપતિ પુરૂષોતમ પ્યારા પ્રભુ પુરૂષોતમ પ્યારા.
નટવર નંદ દુલારા (૨) જય જય રઢીઆળા જયરાધા ટેક.
શસ્ત્ર રેણુ રાજુ ત્રિભુવન ત્રિપુરારી પ્રભુ ત્રિભુવન ત્રિપુરારી.
શ્રી ધારી મોરારી (૨) જય મોરલીવાળા જયરાધા ૧.
ગોવરધન તોળ્યો ગોકુળને તારી પ્રભુ ગોકુળને તારી
ઈંદ્રનો ગર્વ ઉતાર્યો (૨) જયજય ગીરધારી જયરાધા. ૨.
શ્રી રણછોડ રાયા મોહન વનમાળી પ્રભુ મોહન વનમાળી
મનમંદિરમાં વસીયા (૨) વસતા સુખકારી } જયરાધા. ૩.
દ્વારકાથી આવ્યા (૨) રાધેના સ્વામી }
હસીત વદન કરી ઉભા મુજ સામું જોઈ પ્રભુ મુજ સામુ જોઈ
કૃપા કટાક્ષે દુઃખડાં (૨) સૌ નાખ્યાં ધોઇ જયરાધા ૪.

---

## ૧૦૦

# સ્તુતિ

શ્રી રામચંદ્ર કૃપાળુ ભજમન હરણ ભવ ભય દારૂણં
નવ કંજ લોચન કંજ મુખકર કંદપદ કંજારૂણંમ
કંદર્પ અગણીત અમીત છબી નવ નિલ નિરજ સુંદરં
પટપીત માનવ તડીત રૂચી સુચી નૌમી જનક સુતાવરં
શીરી કિરીટ કુંડલ તીલક ચારૂ ઉદાર અંગ વિભુષણં
અજાનું ભૂજ શર ચાપધર સંગ્રામ જીત ખર દૂષણં
ભજે દિન બંધુ દિનેશ દાનવ દલન દુષ્ટ નિકંદનં
રઘુનંદ આનંદ કંદ કૌશલચંદ્ર દશરથ નંદનં
ઇતિ વદિત તુલસી દાસ શંકર શેષ મુની મન રંજન
મમ હ્રદય કંજ નિવાસ કરો કામાદિ ખલદલ ગંજનં



જરૂર વાંચો અને વંચાવો

# સુવાકયો અને મનોપદેશ

૧ જીંદગીમાંનો જે દીવસ ગયો તે કરોડો સોના મ્હોરો આપતાં પણ ખરીદી શકાતો નથી.

૨ મનુષ્યને આંખો બે છે પરંતુ જ્ઞાન અરે વિવેક જેનામાં નથી તે સદાને માટે આંધળો છે.

૩ જેને મન જીત્યું તેને જગત જીત્યું.

૪ ઉંડો પાયો નાંખ્યા વિના મકાન ચણાતું નથી તેમ નાના થયા વિના મોટાઈ મળતી નથી.

૫ મોટાઇ શ્રીમંતાઈથી નહિ પણ ઉદારતાથી મળે છે.

૬ તરવારની કીમત ધારથી થાય છે તેમ મનુષ્યની કીમત સદાચારથી થાય છે.

૭ વેર લેવું તે હલકાઈનું કામ છે. અને ક્ષમા આપવી તે મોટાઈનું કામ છે કારણ કે વૃક્ષો પત્થર મારનારને પણ ફળ આપે છે.

૮ વૃક્ષોને ફળ આવે છે ત્યારે નીચા નમે છે તેમ સમૃદ્ધિ મળ્યા પછી નમ્ર બનવું જોઇએ તો તે સજ્જન ગણાય છે.

૯ મોટી પદવીએ ચઢયા પછી જે ગરીબોના ઉપર દયા ન રાખે તો તે સેતાન કહેવાય છે.

૧૦ દયા હોય તોજ ખરી ખાનદાની ગણાય.

૧૧ ચઢતીમાં જે ગર્વ ન કરે તેજ મોટો કહેવાય.

૧૨ મનને જીતનાર મોટામાં મોટો અને બળવાન યોદ્ધો ગણાય છે.

૧૩ સંયમ પાળનારના સર્વે કાર્યો સીદ્ધ થાય છે.

૧૪ ભગવાન પાસે દયા માગીએ છીએ પરંતુ ઇશ્વરના કાયદાને યાદ નથી રાખતા એટલે દયા મળતી નથી.

૧૫ પાપનો બાપ લોભ છે માટે લોભ કરવાથી પાપ વધુ થાય છે.

૧૬ સંતોષવાળાને કેટલા સુખ મળે છે તે.

૧ સંતોષવાળાનું શરીર કાન્તીવાળુ હોય છે.

૨ સંતોષવાળો બીજાને શાન્તી આપે છે. ને પોતે પણ શાન્તીમાં રહે છે.

૩ સંતોષવાળાને દુશ્મન હોતા નથી.

૪ સંતોષવાળાને બધા વખાણે છે.

૫ સંતોષ એજ ધર્મનું મૂળ છે.

૧૭ દુશ્મનના પણ કડવા વેણ ગોળીને પી જઇએ તોજ ઇશ્વરની દયા ઉતરે છે.

૧૮ દુશ્મનનું ભલું થાય એવા વિચારો થાય તોજ આપણું ભલું થાય છે.

૧૯ દુનીયામાં બ્હીક બેની હોય છે.

૧ મીલ્કતની

૨ મોતની.

માટે પ્રભુના થઇને રહો તો કોઇ ભય નથી.

૨૦ મારૂ ને તારૂ જ્યાં સધી જેનામાં છે તેને વૈરાગ થતો નથી. વૈરાગ નથી થયો તો જ્ઞાન પ્રાપ્ત થતું નથી, જો જ્ઞાન પ્રાપ્ત થાય તો બેડો પાર સમજવો.

૨૧ ચાર વાતો યાદ રાખવાથી જીવન સુધરે છે.

૧ કોઇની સાથે તકરાર કરવી નહિ.

૨ હુંપણુ રાખવી નહિ.

૩ આપણી પાસે હોય તેમાં નીભાવ કરવો.

૪ ઇશ્વરની ભક્તિ સીવાય આ સંસાર સાગર તરવાનું બીજું સાધન નથી.

૨૨ એક વાર ઘડીઆળને ચાવી આપવાથી ચોવીસ કલાક ચાલે છે તેવી રીતે એક કલાક સતસંગ કરે તો ચોવીસ કલાક મનને શાન્તી રહે છે પરંતુ હૃદયમાં ઉતારે તોજ,

૨૩ પ્રભુ મેળવવા સારૂ નીચેની ચાર વસ્તુને તજવી પડે છે. ૧ શરમ, ૨ આડંબર, ૩ બીક, ૪ લોભ.

૨૪ ધર્મ કોનું નામ? કોઇને દુ:ખી કરે નહિ બધાની સાથે નિસ્વાર્થ પ્રેમ રાખે દરેક ઉપર દયા રાખે પોતાની ફરજ શું છે તે સમજે તેનું નામ ધર્મ કહેવાય,

૨૫ ગુરૂ અગર શેઠ બનતું સ્હેલું છે પરંતુ દાસ બનતું તે મુસ્કેલ છે મોટાઈ કરતાં દાસ ભાવથી ઇશ્વરની ઓળખાણ જલદી થાય છે.

**એક ગ્રંથ ઉપરથી તૈયાર કરનાર:—**

# મહેતા વ્રીજલાલ મગનલાલ

**ના જયશ્રી કૃષ્ણ વાંચશો.**

જાહેર સંગીત સાથે હરિકીર્તન અને વ્યાખ્યાનો
જે પ્રભુ પ્રેમી ભાઈ-બ્હેનોને કહેવડાવવાની
ઇચ્છા હોય તેમણે માંડવીની પોળમાં
શેઠની પોળમાં:—

**મહેતા પ્રીજલાલ મગનલાલ**

ને મળવું.

## ચોપડીઓ મળવાનું ઠેકાણું:—

કંસારા અમૃતલાલ ત્રીભોવનદાસ

ઠે. માંડવીની પોળ, કંસારા પોળ.

મહેતા વ્રીજલાલ મગનલાલ

ઠે. માંડવીની પોળ, શેઠની પોળ

કાછીઆ આત્મારામ લલ્લુભાઈ

ઠે. જમાલપુર કાછીઆ શેરી.

કાછીઆ મોહનલાલ હરજીવનદાસ

ઠે. જમાલપુર મોટી પોળ બહાર

સુંદરલાલ નારણદાસ

ઠે. કાલુપુર ભંડેરી પોળ,

માતાવાળી પોળ.